## પ્રસ્તાવના

આ બે ઈશ્વરભક્તોનું સંક્ષિપ્ત જીવન ગુજરાતી પ્રજા આગળ મુકાય છે એ સારી વાત છે. મારી દૃષ્ટિએ આ બંને ભાઈઓનાં જીવન બહુ પવિત્ર છે. તેમાંયે શ્રી. અબદુલ ગફ્ફારખાન તો ફકીર જ લાગે છે. જેલમાંથી તેમના કાગળો આવે છે તેમાં પણ એ જ ધ્વનિ જોવામાં આવે છે. દિવસે દિવસે તેમની ત્યાગવૃત્તિ વધતી જાય છે. દિવસે દિવસે તેમના હૃદયમાં ઈશ્વરનું રટણ વધારે તીવ્રપણે ચાલતું જાય છે. ગુજરાતી વાંચનારું કોઈ પણ ઘર આ પુસ્તકથી ખાલી ન રહેવું જોઈએ.

આ પુસ્તક અસલ અંગ્રેજીનો છેક તરજૂમો નથી. કર્તાએ પુસ્તક સ્વતંત્ર રીતે લખવાનો પ્રયાસ કર્યો છે અને તેમાં તે સફળ થયેલ છે એમ બંને ભાષા જાણનાર સહેજે જોઈ શકે તેમ છે. આમાં કેટલુંક નવું પણ આવી શક્યું છે.

મોહનદાસ કરમચંદ ગાંધી

# અનુક્રમણિકા

## ચિત્રસૂચિ

ન્ત આર્યાવર્તમાં પગલાં થયાં. મહાભારતની ગાંધારી એ ભાગના ગાંધાર નામે ઓળખાતા પ્રદેશમાંથી આવેલી. અત્યારની આપણી દેશી ભાષાઓથી ભિન્ન લાગતી પઠાણોની પુશ્તો* ભાષામાં આર્યોની સંસ્કૃત ભાષાના અનેક શબ્દો મળી આવે છે. છેક વેદકાળના, ત્યાર પછી મહાભારતકાળના અવશેષો અહીં મળી આવે છે કે નહિ તેની મને ખબર નથી. વેદકાળમાં બધું સ્થાપત્ય લાકડાનું હતું એટલે વૈદિક અવશેષો તો ક્યાંથી જ હોય? શિલા તોડીને મૂર્તિઓ બનાવવાની કળા મગધ પ્રાંતમાં જ ખીલી હશે, અને શિલા તોડનાર લોકોની મોટી વસ્તી જ્યાં જામી હોય તે સ્થાનને ‘તક્ષશિલા’ નામ મળ્યું હોય તો આશ્ચર્ય નથી. ઈરાનના સાયરસ રાજા ઈ. પૂ. છઠ્ઠા સૈકામાં એ ભાગ ઉપર સત્તા ભોગવતો હતો ત્યારથી ઇતિહાસ આપણને મળવા માંડે છે. ઈ. પૂ. ચોથા સૈકામાં સિકંદર ભારત ઉપર ચડાઈ કરી એ પોતે તક્ષશિલા જોઈ આવ્યો અને તક્ષશિલા

---

* કાકાસાહેબ કહે છે કે પુશ્તો એ સંસ્કૃતની અપભ્રષ્ટ ભાષા ‘પૈશાચી’માંથી જન્મેલી હોવી જોઈએ. અમરકોશમાં નિર્દિષ્ટ થયેલી દેવયોનિ જાતિઓમાંની પિશાચ જાતિ એક હતી, તેમની ભાષા ‘પૈશાચી’ કહેવાતી. પૈશાચી વ્યાકરણ લગભગ શૌરસેની જેવું જ છે. પૈશાચી શબ્દો સિંધી ભાષામાં અને પ્રાચીન મરાઠીમાં મળી આવે છે. મહાકવિ ગુણાઢ્યની બૃહત્કથા પણ પૈશાચી ભાષામાં જ મૂળ લખાઈ હતી. એ પૈશાચી ભાષા સિંધથી હિંદુકુશ સુધી બોલાતી હતી, એની પડોશમાં દરદોની ભાષા ચાલતી. શકોની અને કાશ્મીરોની પણ ચાલતી. એ બધી ભાષાની અસર પુશ્તો ઉપર થયેલી હોવી જોઈએ. — મ. દે.

જેમ ગયો, પણ એની સાથે જે યુનાની સંસ્કૃતિ આવી તે તો લગભગ બે સૈકા સુધી આ પ્રદેશમાં રહી એમ કહી શકાય. આ પછી ચક્રવર્તી અશોકે બૌદ્ધ ધર્મની પતાકા ચારે દિશામાં ફરકાવી ત્યારે સરહદનો ભાગ બૌદ્ધ અસર તળે સારી પેઠે આવ્યો. બૌદ્ધ સંસ્કૃતિના મૂળમાં જ 'અવેર'માં સ્થપાયલી શાંતિ હતી એટલે તેની સાથે વિદ્યાકળાના સંસ્કાર આવ્યા, અને તક્ષશિલા જેવી મહાવિદ્યાપીઠ ઉત્પન્ન થઈ શકી. જેમ ઘણે ઠેકાણે હજી આવના ગ્રીક સિક્કાઓ અને તે કાળની અવશેષ રહેલી ઇમારતો કે ઇમારતોનાં ખંડેરોમાં ગ્રીક (યુનાની) સંસ્કૃતિની અસર જોવામાં આવે છે તેમ જ બૌદ્ધ ભિક્ષુઓનાં વિશાળ વિહારો અને સ્તૂપોમાં અને અશોકના શિલાલેખોમાં બૌદ્ધ સંસ્કૃતિનાં દર્શન થાય છે.

કલકત્તાના પ્રસિદ્ધ મ્યુઝિયમ — પુરાતત્ત્વ સંગ્રહસ્થાનમાં એક વિશાળ ખંડ ગાંધારના સ્થાપત્યે રોક્યો છે. ગાંધારનું સ્થાપત્ય એ સ્થાપત્યના ઇતિહાસમાં એક મુખ્ય સ્થાન રોકે છે. આ વિશાળ ખંડમાં ભગવાન બુદ્ધની અનેક મનોહર મૂર્તિઓ અને જાતક કથાઓના અનેક પ્રસંગો આલેખતી શિલાઓ છે. પુરાતત્ત્વાભ્યાસીને તો એ ખંડમાં કલાકના કલાકો ગાળવાનું મન થાય, અને પેશાવરની આસપાસના ભાગોમાંથી મળેલા અનેકાનેક નમૂનાઓ જોઈને તે કાળના ગાંધાર પ્રદેશની સંસ્કૃતિના સૌંદર્યમાં એ મુગ્ધ થશે. ડૉ. આર્નોલ્ડના પુસ્તકમાં ગાંધાર સ્થાપત્યનો એક નમૂનો આપ્યો છે. એ મેં કલકત્તામાં જોયો હોય એમ મને યાદ નથી. પણ એમાં શિબિરાજના અપૂર્વ આત્મબલિદાનનો પ્રસંગ આલેખેલો છે — બાજની પાસેથી પારેવાને બચાવવાને માટે

અફઘાનો, ઘોરો, ખીલજીઓ અને છેવટે મુગલો આવ્યા. ૧૮ મા સૈકા સુધી મુગલોનો કબજો અવારનવાર સરહદ અને અફઘાનિસ્તાનના પ્રદેશ ઉપર રહ્યો. ઔરંગઝેબની ગાદીએ આવનાર બહાદુરશાહ ઔરંગઝેબના મૃત્યુ વખતે કાબુલનો સૂબો હતો. એણે એના બાપના નામે ગણ્યાંગાંઠ્યાં વર્ષ રાજ્ય ચલાવ્યું, પછી મારામારી અને ખૂનામરકી શરૂ થઈ, અને મહમ્મદશાહના ૨૯ વર્ષના નામના રાજ્ય પછી ૧૭૪૮ માં મુગલાઈ સત્તાનો અંત આવ્યો—જોકે નામના બાદશાહો તો ૧૮૫૭ સુધી રહ્યા. મહમ્મદશાહના જ અમલમાં ઈરાનના નાદિરશાહની ચડાઈ થઈ, અને તેની સાથે કાબુલ અને પંજાબ દિલ્હીની સલતનતમાંથી ઈરાનના કબજામાં ગયાં. આ પછી અફઘાન અહમદશાહ અબદેઅલી ચડી આવ્યો, તેણે સિંધ, મુલતાન, પેશાવર, હજારા, કાશ્મીર, કંદહાર, કાબુલ અને ગઝનીનું અફઘાન રાજ્ય બનાવ્યું. પાણીપતની ૧૭૬૧ની મરાઠાઓની ઐતિહાસિક હાર પછી આ મુલક અહમદશાહે શાહઆલમ મોગલને નામનો ભેટ કર્યો, પણ એના ગુજરી ગયા બાદ થોડા જ વર્ષોમાં શીખો જોરાવર થયા, અને રણજીતસિંહ જે લાહોરનો સૂબો થયો હતો તેણે અફઘાનોનો પગ હિંદુસ્તાનમાંથી કાઢી ૧૮૨૦ માં પેશાવર અને પછીથી કોહાટ અને બન્નુ અને ડેરાઇસ્માઇલ ખાનનો પ્રદેશ સર કર્યો પણ રણજીતસિંહ પછી શીખ સત્તાનો અસ્ત થયો અને બ્રિટિશ સત્તા સર્વોપરી થઈ. શીખો અને અફઘાનો વચ્ચે, અફઘાનો અને બ્રિટિશો વચ્ચે, બ્રિટિશ અને શીખો વચ્ચે એમ અનેક તિરંગી લડાઈઓ ચાલી, અને પરિણામે ૧૮૪૯માં આજે જે સરહદ પ્રાંત કહેવાય છે તે આખો બ્રિટિશના કબજામાં આવ્યો.

પૂરતી શોધખોળ કરવાનો પ્રસંગ પણ નથી આવ્યો. આજે ભલે આપણા સમયમાં અહીં સિમાડે લૂંટારા ગણાતા ડાકુનો ત્રાસ હોય અને ધાડ મચાવતો હોય, પણ એક કાળે તો આ જ પ્રદેશમાં વિહારો અને મંદિરોમાં પદ્માસને બેસી અનેક ભિક્ષુઓએ, તપસ્વીઓએ અને ઋષિઓએ અનેક આગંતુકોને ઉપદેશ આપ્યા હશે, તપશ્ચર્યા કરી હશે, ભગવાનના ધ્યાન ધર્યાં હશે![1] આજે પણ પંજાબની પશ્ચિમમાં અને સરહદની પહાડીઓમાં કેટલા અનેક ખૂબસૂરત કિશોરોના ચહેરાઓમાં ગ્રીક આકૃતિના દર્શન થાય છે.[2]"

આ સંસ્કૃતિ પછી કેટલોક કાળ સંસ્કૃતિના નાશનો આવ્યો એમ કહી શકાય. પછી ઇસ્લામ સંસ્કૃતિ આવી. તાર્તારોના ઘણા હિંદુ-બૌદ્ધો ભાગી ગયા, અને આખરે ઈસુ પછીના આઠમા સૈકામાં આવનાર ઇસ્લામના હુમલાને વશ થયા. તે કાળના હિંદુઓએ આ નવી સંસ્કૃતિનો કયો મુકાબલો કર્યો તેનો ઇતિહાસ આપણને બહુ જાણીતો નથી, પણ અગિયારમા સૈકામાં મહમદ ગઝની ચડી આવ્યો ત્યારથી આ પ્રદેશમાં ઇસ્લામી સંસ્કૃતિ સ્થાપન થઈ. હિંદુઓ અહીંથી ખસીને દેશના અંદરના ભાગમાં ફેલાતા ગયા. સરહદ પ્રાંતના [illegible] અપવાદરૂપ હિંદુ રહ્યા ખરા, પણ મોટે ભાગે હમેશાં જીતતી આવતી ઇસ્લામી પ્રજાઓમાં ભળતા ગયા.

---

૧ જનરલ સર જ્યોર્જ મેકમન, 'ધ રોમાન્સ ઓફ ધી ઇંડિયન ફ્રન્ટિયર્સ,' પાનું ૫૮, ૨ એ જ પુસ્તક, પાનું ૬૩

અફઘાનો, ગોરો, ખીલજીઓ અને છેવટે મુગલો આવ્યા ૧૮ મા સૈકા સુધી મુગલોના કબજે અવારનવાર સરહદ અને અફઘાનિસ્તાનના પ્રદેશ ઉપર રહ્યા ઔરંગઝેબની ગાદીએ આવનાર બહાદુરશાહ ઔરંગઝેબના મૃત્યુ વખતે કાબુલનો સૂબો હતો એણે એના બાપના નામે ગણ્યાગાં'ચા વર્ષ રાજ્ય ચલાવ્યુ, પછી મારામારી અને ખુનામરકી શરૂ થઈ, અને મહમ્મદશાહના ૨૯ વર્ષના નામના રાજ્ય પછી ૧૭૪૮ મા મુગલાઈ સત્તાનો અંત આવ્યો—જોકે નામના બાદશાહો તો ૧૮૫૭ સુધી રહ્યા મહમ્મદશાહના જ સમયમા ઈરાનના નાદિરશાહની ચડાઈ થઈ, અને તેની સાથે કાબુલ અને પંજાબ દિલ્હીની સલ્તનતમાથી ઈરાનના કબજામા ગયા આ પછી અફઘાન અહમદશાહ અબદેઅલી ચડી આવ્યો, તેણે સિંધ, મુલતાન, પેશાવર, બલૂચ, કાશ્મીર, કંદહાર, કાબુલ અને ગઝનીનું અફઘાન રાજ્ય બનાવ્યુ પાણીપતની ૧૭૬૧ની મરાઠાઓની ઐતિહાસિક હાર પછી આ મુલક અહમ્મદશાહે શાહઆલમ મોગલને નામનો ભેટ કર્યો, પણ એના ગુજરી ગયા બાદ થોડા જ વર્ષોમા શીખો જોરાવર થયા, અને રણજીતસિંહ જે લાહોરનો સૂબો થયો હતો તેણે અફઘાનોનો પગ હિંદુસ્તાનમાથી કાઢી ૧૮૨૦ મા પેશાવર અને પછીથી કોહાટ અને બન્નુ અને ડેરાઈસ્માઈલ ખાનનો પ્રદેશ સર કર્યો પણ રણજીતસિંહ પછી શીખ સત્તાનો અસ્ત થયો અને બ્રિટિશ સત્તા સર્વોપરી થઈ શીખો અને અફઘાનો વચ્ચે, અફઘાનો અને બ્રિટિશો વચ્ચે, બ્રિટિશ અને શીખો વચ્ચે એમ અનેક ત્રિરંગી લડાઈઓ ચાલી, અને પરિણામે ૧૮૪૯મા આજે જે સરહદ પ્રાંત કહેવાય છે તે આખો બ્રિટિશના કબજામા આવ્યો

પહાડીઓ ઉપર બૉંબની કશી જોવા જેવી અસર નથી થતી. મશીનગન સરખાં પણ એ ખડકો અને ટેકરીઓમાં તેમને ગોળા વાગી શકતી નથી. ... વિમાનો માટે બૉંબ ચલાવવામાં આવેલા એની પણ કશી અસર થતી નથી એમ જોવામાં આવ્યું છે. તાકીદ આપ્યા વિના બૉંબ ચલાવવા એટલે (નિર્દોષ) કુટુંબકબીલાઓનો સંહાર કરવો; અને તાકીદ આપીને બૉંબ ચલાવવા એટલે અક્કલ ગિરો મૂકવી, કારણ ઘડીના છઠ્ઠા ભાગમાં તો ક્યાંય તે ભાગી ગયા હોય, અને વર્ષના છ મહિના તો આ પહાડી ટોળીઓ ગુફામાં રહેવાની"

સર માર્ટિન ઓડવાયરના શબ્દોમાં કહીએ તો "સરકારના બળવાન અને મહાન બાહુ"ની પ્રસાદી સરહદને ચખાડ્યા કરવાની આ પદ્ધતિ હજી ચાલે છે એથી ઊલટી પ્રેમ અને મૈત્રીની નીતિનો પ્રયોગ હજી નથી થયો.

દીનબંધુ ઍન્ડ્રૂઝ માંચેસ્ટર ગાર્ડિયનને લખેલા એક પત્રમાં એક કિસ્સો વર્ણવીને આ પ્રેમ અને મૈત્રીની નીતિનો પ્રયોગ અજમાવવાનો બ્રિટિશ સત્તાને આગ્રહ કરે છે. એ કિસ્સો આ હતો: "ડૉ. પેનલ નામનો એક દાક્તર ઘણાં વર્ષો ઉપર સરહદમાં એક મહા પરોપકારી દુઃખમોચક તરીકે પ્રસિદ્ધિ પામ્યો હતો. એક વાર એક ટોળીનો નાયક બહુ બિમાર હતો તેને જોવાને માટે તેને સરહદ ઓળંગીને જવાની વિનંતિ કરવામાં આવી. પ્રાંતના લશ્કરી અમલદારે તેને કહ્યું કે લશ્કરી સથવારો તમને આપું તેની સાથે જાઓ. પણ ડૉ. પેનલે તેને મક્કમ જવાબ દીધો: 'નારે ભાઈ, લશ્કરી સથવારો લઈને જાઉં તો તો હું ઊલટો વહેલો મરણ પામું. કશાય લશ્કરી રક્ષણ વિના જઈશ તો મને

એ બે ભૂકંપની તુલના લંબાવવા માગીએ તો મારી પેઠે લંબાવી શકાય એમ છે, પણ આ સ્થળે તો માત્ર એક જ વાતની તુલના કરવી પ્રસ્તુત છે પ્રાકૃતિક ભૂકંપથી અનેક જળસ્થળના સ્થાનાતર થઈ જાય છે તેમ આપણા રાજકીય ભૂકંપથી નથી થયુ? બારડોલી અને બોરસદને ૩૦ વર્ષ ઉપર કોણ જાણતુ હતુ? ચિરાલા પેરાલા અને બોરસદ અને વેદારણ્યની કોની ખબર હતી? દાંડી ધરાસણા વડાલાના નામ તો તે તે ગામોમા રહેતા ખોબા જેટલા માણસો ઉપરાત બીજા બધાને અજાણ્યા હશે પણ ભવિષ્યમા હિંદુસ્તાનના ઇતિહાસ લખનારને આ અને એવા જ બીજા અનેક નામો ન જાણ્યા પોસાય એમ નથી નકશા ઉપર તો ભાગ્યે જ એના ચિહ્નો પણ હશે, છતા ઇતિહાસમા એ નામો ઠીક ઠીક સ્થાન રોકશે — જેમ પ્લાસી રોકે છે, જેમ પોર્ટ આર્થર રોકે છે

અને જો આ સ્થાનો વીસ વર્ષ ઉપર માત્ર અજાણ્યા હતા તો ગયા પ્રકરણમા જેનુ દિગ્દર્શન કર્યું છે એ સરહદ પ્રાત પણ એના કરતા બહુ વધારે જાણીતો ન હતો. ૧૯૩૦ અને તે પછીના વર્ષોમા આપણે એ પ્રાત વિષે ઘણુંયે સાંભળ્યુ અને જાણ્યુ, અને જાણ્યા કરતા નથી જાણ્યુ એવુએ ઘણુ રહ્યુ છે છતા આપણા રાષ્ટ્રશરીરનુ એ એક અમોલુ અગ છે એમ ૧૯૩૦ પહેલા કોણ જાણતુ હતુ? હા, સરહદ પ્રાત વિષે આપણામાના રાજ્યકારોને તરેહ તરેહના ખ્યાલ હતા પણ દેશના દાદા દાદાભાઈ નવરોજીએ હિંદુસ્તાનના લશ્કરી ખર્ચનો સવાલ પહેલવહેલો ઉઠાવ્યો ત્યારથી આપણામાના થોડાઘણા અભ્યાસ કરનારાઓને

૨

## નવો ઇતિહાસ

બિહારના ભૂકંપે કેટલાં સ્થળનાં જળ કર્યાં અને કેટલાં જળનાં સ્થળ કર્યાં તે તો હવે આખું હિંદુસ્તાન જાણે છે. એવી આફત આપણી આંખ આગળ આવી પડી ત્યારે આપણે તેની ખરી આકૃતિ કેવી હોઈ શકે છે એ જાણી શકયા. એ જ વસ્તુ આપણા સ્વાતંત્ર્યયુદ્ધને વિષે ઘણે વધારે અંશે ખરી છે. એ યુદ્ધ પણ એક ભૂકંપ કહેવાય. માત્ર પ્રાકૃતિક ભૂકંપ ક્ષણ વાર થઈને શમી જાય છે અને પાછળ એની હોનારતો જ જોવાની રહે છે, ત્યારે રાજકીય ભૂકંપ ક્ષણિક ન હોતાં ચિરસ્થાયી હોય છે. અને ઘણી વાર એનાં પરિણામો પ્રાકૃતિકના કરતાં વધારે ચિરસ્થાયી હોય છે. દેશવ્યાપી ભૂકંપે આખા દેશને એવો તો વલોવી નાંખ્યો કે અનેક વર્ષો થયાં ઊંડા મૂળ નાંખીને કાયમ જેવી થયેલી અનેક સંસ્થાઓ ખખડી ગઈ, અને અનેક જમીન-દોસ્ત થવાની તૈયારી ઉપર છે. છતાં પ્રાકૃતિક ભૂકંપની રચનાત્મક જેવી વસમી હોય છે તેવી આ અહિંસક ભૂકંપની નથી હોતી એ આપણે જાણીએ છીએ.

એ બે ભૂકંપની તુલના લંબાવવા માગીએ તો સારી પેઠે લંબાવી શકાય એમ છે, પણ આ સ્થળે તો માત્ર એક જ વાતની તુલના કરવી પ્રસ્તુત છે પ્રાકૃતિક ભૂકંપથી અનેક જળસ્થળના સ્થાનાંતર થઈ જાય છે તેમ આપણા રાજકીય ભૂકંપથી નથી થતુ? બારડોલી અને ચોરીચોરાને ૨૦ વર્ષ ઉપર કોણ જાણતુ હતુ? ચિરના પેરલા અને બોરસદ અને વેદારણ્યતી કોની ખબર હતી? દાંડી ધરાસણા વડાલાના નામ તો તે તે ગામોમા રહેતા ભોમા જેટલા માણસો ઉપરાંત બીજા બધાને અજાણ્યા હશે પણ ભવિષ્યમા હિંદુસ્તાનના ઇતિહાસ લખનારને આ અને એવા જ બીજા અનેક નામો ન જાણ્યા પોસાય એમ નથી નકશા ઉપર તો ભાગ્યે જ એના ચિહ્નો પણ હશે, છતા ઇતિહાસમા એ નામો ઠીક ઠીક સ્થાન રોકશે — જેમ પ્લાસી રોકે છે, જેમ પોર્ટ આર્થર રોકે છે

અને જો આ સ્થાનો વીસ વર્ષ ઉપર સાવ અજાણ્યા હતા તો ગયા પ્રકરણમા જેનુ દિગ્દર્શન કર્યું છે એ સરહદ પ્રાંત પણ એના કરતા બહુ વધારે જાણીતો ન હતો ૧૯૩૦ અને તે પછીના વર્ષોમા આપણે એ પ્રાંત વિષે ઘણુંયે સાંભળ્યુ અને જાણ્યુ અને જાણ્યા કરતા નથી જાણતા એવુએ ઘણુ રહ્યુ છે છતા આપણા રાષ્ટ્રશરીરનુ એ એક અમોલુ અંગ છે એમ ૧૯૩૦ પહેલા કોણ જાણતું હતુ? હા, સરહદ પ્રાંત વિષે આપણામાના ગણ્યાગાંઠયાને તરેહ તરેહના ખ્યાલ હતા ખરા દેશના દાદા દાદાભાઈ નવરોજીએ હિંદુસ્તાનના લશ્કરી ખર્ચનો સવાલ પહેલવહેલો ઉઠાવ્યો ત્યારથી આપણામાના થોડાઘણો અભ્યાસ કરનારાઓને

કંઈક ખબર પડી કે સરહદ પ્રાંત એ એક મોટો મહાઉ છે. છાપાં વાંચનાર આ બહાઉનું વારંવાર સાંભળે, પણ એ ખરેખરો સાપ છે કે દોરડું છે તેની ખબર તેને ભાગ્યે જ હોય છે. ઇતિહાસમાં સરહદની આસપાસ વસતી પહાડી પ્રજાઓ ઉપર હિંદુસ્તાનને ખર્ચે અને હિંદુસ્તાનના રક્ષણને બહાને અનેક ચડાઈઓ થયેલી આપણે વાંચીએ છીએ. એનો સાચો ઇતિહાસ અને મર્મ તો જ્યારે હિંદુસ્તાનનો સાચો ઇતિહાસ લખાશે ત્યારે ખબર પડશે. આજે તો આપણને એટલું જ જણાવવામાં આવે છે કે એ પ્રજાઓ ભયાનક છે અને કોઈ કોઈ વાર એમને ત્રાસ પમાડી શાંત રાખવાને માટે સૌમ્યમાં સૌમ્ય ઉપાય એમની ઉપર એરોપ્લેન ઉપરથી બૉમ્બ નાખવાના છે. કુમારી એલિસ જેવી કોઈ ગોરી બાળાનું અપહરણ થાય ત્યારે વર્તમાનપત્રો એ બિનાની વિગતથી ભરેલાં આવે. પણ તેથી સરહદની પ્રજાની કશી ખબર પડે તેના કરતાં બ્રિટિશ રાજ્યની આખી સાધનસામગ્રી એક બ્રિટિશ બાળાને માટે ઉપયોગમાં આણી શકાય છે એ વાતની વધારે ખબર પડે છે. હિંદુસ્તાનનો ગરીબ ગામડિયો તો સરહદના પઠાણને એક રૂપિયા ઉપર દર માસે બે આના વ્યાજ લેનાર તરીકે અને વ્યાજ ન આપવામાં આવે તો છરો બતાવનાર તરીકે જ ઓળખતો.

પણ ૧૯૩૦ની સાલે એ અંધારા પ્રાંત ઉપર અનહદ પ્રકાશ નાખ્યો. ૧૯૩૦-૩૧ના એ ઐતિહાસિક વર્ષોમાં આપણે જાણી શક્યા કે સરહદ પ્રાંતમાં પણ આપણા જ જેવા આપણા ભાઈઓ વસે છે, એ પ્રાંતને પણ હિંદુસ્તાનના

બીજા પ્રાંતોની જેમ આઝાદીની લગની લાગેલી છે, અને એ પ્રાંતે બીજા પ્રાંતોના જેટલું જ, બનકે વધારે મદદ કર્યું છે, અને બલિદાન આપ્યા છે લૉર્ડ અર્વિને જ્યારે ગાંધીજીને દિલ્હી બોલાવી આપણા સ્વાતંત્ર્યયુદ્ધનો અંત આણવાનો પ્રયત્ન કર્યો અને સુલેહની શરતો ચર્ચાઈ તે વેળા પહેલી વાર મેં તો ખાનસાહેબ અબદુલ ગફફારખાનનું નામ સાંભળ્યું મહાસભાની કરાચીની બેઠક વખતે ખાનસાહેબ પોતાના લાલ કુરતીવાળા સાથીઓનું દળ લઈને આવ્યા ત્યારે મહાસભામાં આવેલાઓને ખબર પડી કે સરહદ પ્રાંત પણ સ્વાતંત્ર્યયુદ્ધમાં સંપૂર્ણ રીતે ભળેલો છે આ પછી તો ખાનસાહેબ બારડોલી બોરસદ જોવા આવ્યા સવા છ ફૂટ ઊંચી સીધી સાદી પણ અડગ નિશ્ચય અને પ્રખર પ્રભાવશાળી એ મૂર્તિનો ગુજરાતીઓને વધારે પરિચય થયો, એમની પાસે એમની મગરૂર ટૂંકા ટૂંકા વાક્યોવાળી ઉર્દૂ ઝબાનમાં એમના પ્રાંતની કથા સાંભળીને આપણે સૌ આશ્ચર્યચકિત થયા ઘડીનો પણ વિચાર કર્યા વિના તલવારના ન્યાયમાં માનનારા ભોળા સહેજ કારણે ભભૂકી ઊઠનારા પઠાણો અહિંસક યુદ્ધમાં સામેલ થઈ શકે છે લાઠીના મારો અને અનેક અપમાનોની સામે છાતી કાઢીને પણ મૂંગે મોઢે ઊભી શકે છે એ આપણે સાંભળ્યું છતાં ખાનસાહેબને મોઢે એમના પોતાના પ્રાંતને વિષે બહુ સાંભળવાનું તો કેનું મળે? અને એ પ્રાંતમાં જઈ આવીને કોઈ આપણને ચિતાર આપી શકે એવી સ્થિતિ તો હજી આજ સુધી આવી નથી દેશ દેશની વાતોના પુસ્તકોમાં જુદી જુદી પ્રજાઓની જુદી જુદી ખાસિયત બતાવનારા

કેટલાક કિસ્સા વાંચવાના મળે છે રોમનની જાતી બતાવનાર એક કિસ્સો છે કે એક જુવાને સગડીના ભડકામાં પોતાનો હાથ ધર્યો અને તે બળીને કોલસો થયો ત્યાં સુધી તે ડગ્યો નહિ. ગજવું ચોરીને એ સસલાએ આખું પેટ કોતરી ખાધું ત્યાં સુધી ચૂં કે ચાં ન કરનાર સ્પાર્ટનની વાત આપણે વાંચીએ છીએ પઠાણોની વાતોમાં પણ એવો જ એક કિસ્સો છે કે એક જણ કોઈકને ત્યાં ખાતર પાડવા ગયો, ઘરમાં બાકું પાડ્યું અને અંદર હાથ નાખી ઘૂસવા જાય છે ત્યા ઘરના માણસને ખબર પડી તેણે પેલાનો હાથ ઝાલ્યો, અને પકડવાને માટે બૂમો પાડી પકડાવાના કરતાં પેલા પઠાણે પોતાનુ કાંડું કાપી નાખી પલાયન કરવાનું વધારે સલામત માન્યુ અને ઘરવાળો હાથમાં લોહિયાળું કાંડું લઈને બેઠો રહ્યો પણ આ સ્વાતંત્ર્ય *યુદ્ધના તાજા ઇતિહાસની વાતો આટલા જ સનાતન* અને હિંમતની, પણ આના કરતા ઘણી વધારે ઉદાત્ત અને ચેતના આપનારી છે — પ્રાચીન બૌદ્ધ સંસ્કૃતિની યાદ આપનારી છે બે જ કિસ્સાઓ અહીં કહું ખાન અબ્દુલ ગફ્ફારખાનના એક પિત્રાઈ ભાઈ હાજી શાહનવાઝખાન ૧૯૩૦મા કેદમાં ગયા હતા ઘેર સંજોગો એવા બન્યા કે એમણે જામીન આપવાના હતા તે આપીને બહાર નીકળવાનું દુરસ્ત ધાર્યું. પણ ઘરવાળાઓએ ઇચ્છ્યું નહોતુ કે હાજીસાહેબ એવી રીતે છૂટે. તેમણે તો એમને સૂચના કરી કે સવેળા જામીનની શરત તોડીને પાછા જેલ સિધાવો, નહિ તો આબરૂના કાંકરા છે પણ હાજીસાહેબ એ સૂચના કરતાં એક પગલુ આગળ ગયા જેલમાં જઈને

બદનામી ન ધોઈ શકાય એમ એમને લાગ્યુ, એમણે આપઘાત કર્યો, અને પાછળ ચિઠ્ઠી મૂકી ગયા તેમા સ્પષ્ટ જણાવ્યુ કે એ બદનામી ધોઈ નાખવાને માટે જેલ પૂરતી નથી, એ તો પોતાનુ લોહી રેડીને જ ધોઈ નાખી શકાય! સૈયદ અમદુલ વદૂદ બાદશાહ ખાનસાહેબના જમણા હાથ જેવા હતા સૈયદ એટલે ધર્મગુરુ મોટા જમીનદાર પણ ખરા છતા એ સરહદ પ્રાતના નહીશ નહોતા, માલખંડ એજન્સીના હતા એમને પણ ૧૯૩૦મા જામીન ન આપવા બદલ ત્રણ સાલની સજા હતી અર્વિન ગાધી કરારનામાની રૂએ પણ એમની છૂટવાની વારી આવી નહોતી એના અતિશય બુજરગ પિતા મરણને કિનારે હતા મરતા પહેલા દીકરાનુ મો જોવાનુ કોને મન ન થાય? બુઢ્ઢાએ જામીન ભર્યાં અને દીકરાનુ મો જોયુ પણ સૈય સાહેબને આટલી આકરી કિંમત આપીને મરવા પડેલા પિતાનુ મો જાતુ વસમુ થઈ પડ્યું પિતાને મળ્યા તો ખરા, પણ જે શરીરને જોવાના મોહને લીધે પિતાએ બદનામી વહોરી લીધી તે શરીરનો એક બદૂકની ગોળીથી પોતે અત આણ્યો! આ કિસ્સો બન્યો ત્યારે એટલે ૧૯૩૩મા ખાનસાહેબ જેલમા હતા તેમને તો આ દુઃખદ કિસ્સાની અહીં વર્ધામા ખબર પડી એમનો દીકરો એમને ત્રણ વર્ષે મળ્યો તેને બધા સાથીઓની ખબર પૂછી તેણે આ વાત કરી અને મોટા ભડવીર ખાનસાહેબ તે આખો દિવસ ગમગીન રહ્યા

આ અને આવી વાતો ખાનસાહેબની પાસે સાભળવાની અમૂલ્ય તક જે વર્ધામા તેમને શેઠ જમનાલાલજીએ નોતર્યા

ન હોત તો મને ભાગ્યે જ મળત હઝારીબાગમાંથી બન્ને ભાઈઓ છૂટ્યા પણ પોતાને ઘેર જવાની પરવાનગી તેમને નહોતી સરહદ પ્રાંતની ઘેર જવાની પરવાનગી ન મળે, અને મહાસભાની જેલ જવાની પરવાનગી ન મળે! તો પછી ખાનસાહેબે રહેવું ક્યાં એ સવાલ નડ્યો પણ તેનો નિકાલ મુંબઈમાં ગંભીર ઓપરેશન કરાવીને પથારીવશ પડેલા જમનાલાલજીએ કરી લીધો. તેમણે બન્ને ભાઈઓને તાર કરીને આગ્રહ કર્યો કે વર્ધાનું મારું ઘર તમારું સમજો બન્ને ભાઈઓએ એ માગણીને માન આપ્યું અને તેને પરિણામે એમનો પરિચય કરવાનો અલભ્ય લાભ મને મળ્યો નાના ભાઈ અબ્દુલ ગફ્ફારખાન સાહેબને ૧૯૩૧માં થોડા પિછાણ્યા હતા, પણ એક કુટુંબીજન તરીકે તેમની સાથે રહેવાનો અને અંગત પરિચય કરવાનો અને તેમની મારફત સરહદ પ્રાંતના ઘણા પઠાણોનો પરિચય કરવાનો જે લહાવો મળ્યો તેને માટે ઈશ્વરનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે આ પરિચય દરમ્યાન એમની પાસેથી અનેક વાતો સાંભળી, એમને અનેક સવાલ પૂછ્યા તેના એમની તરફથી નિખાલસ જવાબ મળ્યા આખી કથા એટલી તો રોમહર્ષણ છે કે એમાંનો થોડો ભાગ જાહેર પ્રજાની જાણને માટે પ્રસિદ્ધ કરવો એવી ગાંધીજીની આજ્ઞા થઈ આ પ્રકરણો વાંચીને બન્ને ભાઈઓનો વાચકો થોડોઘણો પણ પરિચય કરી શકશે એવી આશા છે મારી જેમ સહેજે સૌ વાચકોને સવાલ થશે કે આવા સાચા, શુદ્ધ, ખુદાના ખિદમતગારોને શા માટે સરકારે તેમને વતન જતા રોક્યા હશે, શા માટે સરહદનો એક ભયાનક બહાઉ બનાવી નાખ્યો હશે એ

પ્રશ્નની ચર્ચા કરવાને બદલે આપણે એટલું જ જોઈએ કે જ્યાં એક કાળે સત્ય અને અહિંસાની સભ્યતાનો પ્રકાશ પડ્યો હતો, અને જે સભ્યતા મોટા વચગાળાના સૈકાઓમાં બુઝાઈ ગઈ હતી, તે પ્રાચીન સભ્યતાની જ્યોત પાછી પ્રગટાવવાને માટે આ બે વીર પઠાણોએ પોતાના જીવનનો કેટલો તેજસ્વી યત્ન કર્યો છે.

## ૩

## બહેરામખાન

ખાનસાહેબને તેમની જન્મતિથિ પૂછતાં તેમણે મને કહ્યું: 'વર્ષ મને ખબર છે પણ તારીખની ખબર નથી. કદાચ તિથિ કહી શકું. જેઠ મહિનામાં મારો જન્મ હતો પણ ખ્રિસ્તી તારીખની ખબર નથી.'

'જેઠ!' આશ્ચર્યથી મેં પૂછ્યું 'એ તો અમારો મહિનો. તમારે ત્યાં પણ હિંદુ મહિના ચાલે છે શું?'

'જી હા. આપણી વચ્ચે તો એટલી બધી વસ્તુ સામાન્ય છે કે આપણને ઘણીની ખબર નથી. આપણી રૂઢિઓ, રીતરિવાજો ઘણાખરા સરખા છે. વળી સૈકાઓ સુધી અમારા પ્રાંતમાં તો બૌદ્ધ ધર્મ હતો. અમારા જિલ્લામાં બૌદ્ધ સમયના અનેક અવશેષો હજી છે, અને અમારાં કેટલાંક ગામો અને નગરોનાં નામો બૌદ્ધ અથવા હિંદુ છે. અને પુશ્તો ભાષાના ઘણાય શબ્દો સંસ્કૃતમાંથી આવેલા છે.'

દાક્તર ખાનસાહેબ — ખાનસાહેબના મોટાભાઈ — નો જન્મ ૧૮૮૩ની સાલમાં થયેલો અને ખાનસાહેબનો પોતાનો જન્મ ૧૮૯૦માં મહમદઝાઈ નામના ખાનદાનના એ ભાઈઓ છે અને એમના પિતા અને પિતામહ પોતાના વિભાગમાં ખાન હતા. 'ઝાઈ' એટલે 'જાયા — જન્મેલા' અને ખાન એટલે ટોળીનો વડો. સરહદનાં બધાં કુટુંબોનાં નામો પોતાના પ્રથમ પુરુષના નામ ઉપરથી પડેલાં હોય છે અને ટોળીઓના નામો ઉપરથી ગામોનાં નામ પડેલાં હોય છે. આ બે ભાઈઓના પિતા ખાન બહેરામખાન પેશાવર જિલ્લાના ચરસાડા તાલુકાના ઉતમાનઝાઈ ગામના ખાન હતા. ચરસાડા પેશાવરની પશ્ચિમમા વીશેક માઈલ ઉપર આવેલુ છે અને ઉતમાનઝાઈ ગામ ઉત્તરમાંથી આવતી સ્વાત નદી ઉપર આવેલુ છે અને ચરસાડાથી બે માઈલ છેટું છે. ત્યાં જ લગભગ હિંદુસ્તાનની સરહદ પૂરી થાય છે એમ કહીએ તો ચાલે, કારણ ત્યાંથી આગળ પશ્ચિમમાં ગયા કે પહાડી ટોળીઓ — જેને અંગ્રેજો 'ટ્રાઈબ્ઝ' નામથી ઓળખે છે — તેમનો પ્રદેશ આવે છે અને વીશેક માઈલ સુધી મોહમંદ ટોળીઓથી વસેલો પ્રદેશ છે. એ વટાવ્યો કે અફઘાનિસ્તાન.

આ બધો જ પ્રદેશ પહાડી છે પહાડો, નદી, નાળા અને ખીણોમા વસેલા આ લોકો આજકાલના સુધારાનાં સ્થાનોમાં આવે છે ત્યારે એમને બહુ અડવુ અડવુ લાગે છે. મોટા ભાઈ તો યુરોપમાં દશ અગિયાર વર્ષ રહી આવેલા છે છતાં તેમની પણ એવી જ સ્થિતિ થાય છે વારંવાર એઓ સ્વાત નદી ઉપર આવેલા પોતાના સુન્દર ગામડાંની

અને ત્યાં હતા ત્યુ કઈ ફેરઝાડોની વાતો કરે છે એક વાર ખાનસાહેબ કહે "સ્વાત નદીમાં એક નાનકડો સરખો ટાપુ છે એના ઉપર અમે એક નાનકડું આરામસ્થાન બનાવ્યુ છે મહાત્માજી અમારે ત્યાં આવશે ત્યારે અમે એમને માટે ત્યાં આશ્રમ બનાવીશુ આશ્રમને માટે એના કરતા વધારે ઉમદા જગ્યા જડવી મુશ્કેલ છે ત્યાંની ગરમાળી કેટલી ખુશનુમા હવા અને ઠગને ઠગના ફળો કોઈ પણ માણસને પહાડી પહાણ બનાવી દે એવા છે મહાત્માજીનુ વજન તો એટલુ વધે કે જેટલુ અહીં કદી હતુ નહિ અને અમારે ત્યાંનુ દૂધ તો એટલી મનાઈવાળુ હોય છે! મકાનુ શુ કે ગાયનુ શુ? ગાયોના દૂધનો અમે માખણ મનાવવા જ ઉપયોગ કરીએ છીએ અને ભેંસેના દૂધનો બીજા બધા કામને માટે ઉપયોગ થાય છે' ખાનસાહેબનો નાનો બાગ કરે જેવા અમે એવી અમારી શેરડી તમારી શેરડી તમારા જેવી નાની અને સૂકી લાગે છે અમારી શેરડી તો એક હાથે ઉપાડવી મુશ્કેલ પડે એ શેરડીના ખેતરો પોતાના સગસગીયા ત્રણ ત્રણ વરસ થયા એમણે જોયા ન હતા તથુ વરસમા એન શુ થયુ છે એ તો ખુદા જાણે એમ કહીને ઘણી વાર સને ભર્ઈઓ નિસાસો નાખે છે પણ એ નિસાસામાં નથી થાક કે નિરાશા વહાલા વતનની યાદ કોને ન આવે?

પણ હવે આન બહેરામખાનનો થોગ પરિચય કરીએ ખાનસાહેબ જ્યારે એમના પિતાની વાત કરે છે ત્યારે આપણને સરદાર વલ્લભભાઈના પિતા યાદ આવે છે સરદારના પિતા અને ખાનસાહેબના પિતા બન્ને બન્નો હતા

બન્નેના જીવન એટલા બધા સદાચારી અને ધર્મનિષ્ઠ હતા કે બન્ને ૯૫ વર્ષનું આયુષ્ય ભોગવી પાકા ફળની જેમ ખરી પડ્યા વૃદ્ધ ઝવેરભાઈ પટેલ એંશી વર્ષે પણ દશ માઈલ ચાલી લેતા, વૃદ્ધ બહેરામખાન પણ પોતાના દીકરાઓને પોતાના જીવનની કરણાઈ અને ચીકાશથી શરમાવતા અને તેમની સાથે ચાલતા સામાન્ય માણસો થાકતા સરદારને ધર્મભાવનાનું ભાથું પિતા તરફથી અને માતા તરફથી મળ્યું હતું, ખાનસાહેબનું પણ તેમજ છે અને છતાં ખાન બહેરામખાનનો પોતાના બન્ને દીકરાઓના ઘડતરમાં જેટલો હિસ્સો હતો તેટલો હિસ્સો ઝવેરભાઈ પટેલનો પોતાના દીકરાઓના ઘડતરમાં નહોતો ઝવેરભાઈ પટેલ ઉત્તરાવસ્થામાં વાનપ્રસ્થ થઈને બેઠા હતા, ઘણો સમય મંદિરમાં ગાળતા, અને દીકરાઓએ કેળવણી પોતાની મહેનતે લીધી, પોતાની કમાણી વડે તેઓ વિલાયત ગયા પણ ખાન બહેરામખાનની પાસે સંપત્તિ પણ સારી હતી, તેમણે દીકરાઓને ભણાવવામાં પણ ઠીક હિસ્સો લીધો અને છેવટે છેક વૃદ્ધાવસ્થામાં પણ દીકરાને તેના કામમાં સાથ દીધો એમ આપણે જોશું

પોતાના માતપિતાની વાત કરતા બન્ને ખાન ભાઈઓને હર્ષાશ્રુ આવે છે 'મારા બન્ને માતપિતા એવી પવિત્ર જિંદગી ગાળનારા હતા કે અમારે તેમના જીવન સિવાય બીજે બહાર કશું ધાર્મિક શિક્ષણ લેવા જવા પણ નહોતુ બન્ને વાચીલખી જાણતા નહોતા પણ બન્ને દુન્યવીના કરતા રૂહાની જિંદગી ગાળતા મારી મા તો ઘણી વાર નમાઝ પઢ્યા પછી શાંતિથી ધ્યાનમગ્ન બેસી

જેનુંતી. મારાં માનપિતા કરતાં વધારે ખુદાપરસ્ત જોડી મેં તો નથી જ જોઈ."

અને એ ધર્મભાવના શુષ્ક નહોતી, પણ જીવનમાં દેખાતી હતી: "મારા પિતાને માટે એમ કહી શકું કે એણે જિંદગીમાં એકે દુશ્મન નથી બનાવ્યો, દોસ્તો બનાવ્યા છે. મારા સગાંવહાલાંઓમાં કેટલાક એવા હતા કે જેમણે એમને નુકસાન કરવામાં બાકી નથી રાખી, પણ તે જ લોકો પાછળથી પસ્તાયા. એક જણે તો મરતી વખતે તેમની માફી માગી અને પોતાના દીકરા તેમને સોંપેલા. બલકે હું એમ કહી શકું કે એમનામાં ઝેરવેર જેવી ચીજ નહોતી. જે કારણો મારે સામાન્ય પઠાણ બીજાનું ખૂન કરી બેસે તેવા કારણો ઊભા થતા પણ તેમના પેટનું પાણી ન હાલતું અને પોતાના વિરોધીની સામે માફી સિવાય બીજું એકે હથિયાર તેમની પાસે નહોતું. દગો કરનારને દગાથી હરાવવામાં એ મોટાઈ નહોતા માનતા પણ દાનાઈથી જીતવાની કોશિશ કરતા. ઘણી વાર એ પોતે છેતરાતા પણ નામોશી બીજાને છેતરવામાં રહી છે, કોઈનાથી છેતરાવામાં નથી એમ એ માનતા. એમનું વચન કોરટદરબારે મનાતું, એમણે કહ્યું એટલે પછી તેની શાખ ન જોઈએ, એના દુશ્મનની પણ એમનું વચન ખોટું પાડવા જવાની હિંમત ન ચાલે. ઘણાયે જણ એમની પાસે પોતાના રૂપિયા, દરદાગીના વગેરે મૂકી જતા, એને માટે એમના શબ્દ અને યાદદાસ્ત સિવાય બીજી કોઈ પહોંચ નહોતી અને સૌ જાણતા કે એમનું વચન કદી ખોટું પડવાનું નથી. એમનો કાળ એવો હતો કે સરકારદરબારે એમણે

મહેજ પણ ખુશામતનો રસ્તો લીધો હોત તો એમને મોટમોટાં માન મળત, પણ ખુશામત એમના હાડમાં નહોતી. છતાં ભલભલા અમલદારો એમનાથી ડરતા અને ચીફ કમિશનરો સુધ્ધાં એમને 'કાકા' કહીને બોલાવતા, અને એમને નાખુશ કરતા પહેલાં સાત વાર વિચાર કરતા."

"એઓ ક્યાં સુધી જીવ્યા? આપણી લડતમાં એમણે કાંઈ ભાગ લીધેલો કે?" મેં પૂછ્યું.

"૧૯૨૬મા લગભગ ૯૫ વર્ષે એ ગુજરી ગયા. લડતનુ સ્વરૂપ આખું એમણે સમજી લીધુ હતુ એમ તો કેમ કહી શકાય? પણ હુ એમની સાથે વાતો કરતો અને સમજાવતો એટલે એમને સાદી સીધી વાત સમજતા વાર ન લાગતી. આટલી વૃદ્ધાવસ્થામાં પણ એ પ્રાચીનાગ્રહી ન હતા, નવીનનો એમને દ્વેષ નહોતો, સુધારાથી ભાગતા નહિ અમારા વખતમા તો છોકરાઓ નિશાળે મોકલવા એ પણ મુશ્કેલીભર્યું. મોલવીઓ ધર્મને બહાને એનો વિરોધ કરતા, પણ એમને મોલવીઓનો એ દુરાગ્રહ પસંદ ન હતો. અમને બધાને કેળવણી આપવામા એમને જરાય વાંધો નહોતો, બલ્કે કેળવણી લેવાનુ અમને એમણે સંપૂર્ણ ઉત્તેજન આપ્યુ.

"રૉલેટ બિલની સામે સત્યાગ્રહ જાહેર થયો ત્યારે મેં એમાં ઝંપલાવ્યુ. ૬ઠ્ઠી એપ્રિલની સભાઓ તો આખા હિંદુસ્તાનમાં થઈ હતી, અમારે ત્યા લાખ માણસની મેદની હતી. તેમાં મારા પિતાએ હાજરી આપેલી હુ તો તરત જ પકડાયો, કાંઈ કેસબેસ કરવાની તો જરૂર હતી જ નહિ મને પકડીને ક્યાં લઈ ગયા છે, મારા શા હાલ થયા છે એની કશી જ ખબર એ લોકોએ મારા પિતાને ન આપી.

પણ પોલીસનો વડો એક જીરગા* લઈને મારા પિતાની પાસે આવ્યો અને તેમને સમજાવવાનો અને ન સમજે તો ધમકાવવાનો ઠીક પ્રયત્ન કર્યો. પોતાના મળતિયાઓને ભેગા કરે અને પછી એનું 'જીરગા' બનાવીને જેના ઉપર અસર પાડવી હોય તેને ત્યાં લઈ જાય. આ જીરગાવાળાઓએ મારા બાપને કહ્યું: 'તમે જો ચેતો નહિ તો બાદશાહને એ લોકો ગોળીથી ઠાર કરશે.'"

"બાદશાહ કોણ?" મેં પૂછ્યું.

હસતાં હસતાં ખાનસાહેબ બોલ્યા. "તે વેળા મારું નામ 'બાદશાહ' હતું. લોકો બિચારા ગમે તેવા નામ આપે છે."

"ઈશુને પણ યહૂદીઓનો બાદશાહ કહ્યો હતોને!" મેં કહ્યું.

"એ તો ઠીક, પણ એમની નેમ અને ઉમેદ તો એ હતી કે મારા બાપ ડરી જશે અને જામીન આપશે, કારણ કે કાંઈ નહિ તો લાંબી ટીપ તો પડે જ, એ વિષે કાંઈ શંકા થોડી જ હોય?"

"પરિણામ શું આવ્યું?"

"પરિણામ એ આવ્યું કે પેલા થાક્યા એટલે મારા પિતાને પણ પકડ્યા અને અમારા કુટુંબના બીજા માણસોને પણ પકડ્યા"

"આટલી ઉમરે જેલમાં જવું એમને વસમું થઈ પડ્યું હશે?"

---

* જીરગા એટલે 'ડેપ્યુટેશન' અથવા પંચ

"ના, રે ના. બોઅર્સેંગ એમને પેલું કે, જે ગેરસમ હતો ત્યાં જ લાવ્યા એટલે એમના આનંદનો પાર ન રહ્યો. આવતાવેંત એમણે કહ્યું : 'ખુદાની મહેરબાનીથી છૂટે હું પણ પકડાયો, નહિ તો આખું જગત આપણે ફતેહ ન કરી શક્યા હોત?'"

"એમને કેટલી કેદ ભોગવવી પડી?"

"ત્રણ માસ અને થોડા દિવસ. કારણ મિ. જ્યોર્જ રૂસ કેપલ તે દિવસોમાં ચીફ કમિશનર હતા અને તે હમેશાં પઠાણોને રીઝવેલા રાખવામાં માનતા એટલે મને પણ છ માસથી વધારે જેલમાં નહિ રહેવું પડ્યું."

હું કળી ગયો કે ખાન બહેરામખાન ૧૯૨૬માં ગુજરી ગયા. એમને પોતાને તો પોતાની જન્મતિથિની ક્યાંથી ખબર હોય? પણ તેઓ જે વાતો કરતા તે ઉપરથી દીકરાઓની ગણતરી છે કે સો નહિ તો સોના કરતાં ચાર પાંચ વર્ષ ઓછાં એઓ જીવ્યા હશે. કારણ ૧૮૫૭ના બળવાની તો એમને બરાબર ખબર હતી, અને બળવાનો સમય એ તેમનો ભર જુવાનીનો કાળ હતો. એ અવસરે પઠાણોએ બ્રિટિશને જે મદદ કરી હતી તેને વિષે તેઓ ભાગ્યે જ અભિમાનથી બોલતા, અને ખાનભાઈઓ તો તે વેળાના પિતાની પાસેથી સાંભળેલા અનેક કિસ્સા ઉપરથી કહે છે કે ડોસાને પઠાણોની તે વેળાની કારકીર્દી વિષે શરમ આવતી હતી. ડોસાના મોટા ભાઈ તે વેળા ચારસાડાની તિજોરી ઉપર જે લશ્કરી પહેરો હતો તેના ઉપરી હતા અને એના જેવા વફાદાર અમલદારની બ્રિટિશને ભારે ઓથ થઈ પડી હતી. પણ એ વિષે ડૉક્ટર ખાનસાહેબે ઝાઝી વાત કરવાની

ના પાડી: "એ શરમની વાતમાં મને રસ આવે એમ નથી."

મેં કહ્યું: "એમાં શરમ શાને? પંડિત મોતિલાલજીના વડવાઓએ પણ બળવાના સમયમાં અંગ્રેજોને સારી પેઠે મદદ કરેલી એમ મેં તેમની પાસેથી સાંભળ્યું છે."

"તે ભલે. પણ મને તે કાળે શીખો અને પઠાણોએ જે ભાગ ભજવ્યો તે સંભારતાં અભિમાન નથી થતું."

"એ સમય જુદો હતો. આવે કાળે અંગ્રેજોને સારી રીતે સાથ દેનાર બે કુટુંબોના સંતાનો આજે હિંદુસ્તાનને સ્વરાજ અપાવવાને માટે પ્રતિજ્ઞાબદ્ધ થયાં છે એ મને તો ઇતિહાસમાં નોંધવા જેવી વાત લાગે છે."

"એ સાચું."

પણ હવે આ પ્રકરણ સમાપ્ત કરું. પોતાના પિતાની દરિયાદિલીની અને બીજાના ગુના દરગુજર કરવાની શક્તિની વાતો કરતાં બન્ને ભાઈઓ થાકતા નથી. આ મહાન પિતાની પાસેથી જ એમને અહિંસા મળી એમ કહેવામાં કશી અડચણ નથી.

## ૪

## ઘડતર

### (૧)

આમ સહેજે બન્ને ભાઈઓના આરંભકાળ ઉપર આપણે આવીએ છીએ. જે પ્રાન્તને કેવળ જંગલી લોકોથી જ ભરેલો આપણે માનતા આવ્યા છીએ, જ્યાં લૂંટફાટ અને ખૂનરેજી સિવાય બીજું કશું નથી એમ આપણે વારંવાર સાંભળીએ છીએ, તેવા પ્રાંતમાં આ બન્ને ભાઈઓને આટલી કેળવણી શી રીતે મળી, અને આપણી દેશવ્યાપી હિલચાલમાં તેઓ શી રીતે ભળ્યા એ જાણવાનું મને કુતૂહલ હતું.

"મેં તમને કહ્યું છે ના કે અમારા સમયમાં શાળામાં જવું એ પણ મુશ્કેલ હતું અને મોલવીઓને એ અળખામણી વસ્તુ હતી," ખાનસાહેબ બોલ્યા. "મોલવીઓની મકતબ* હતી તેમાં કુરાનેશરીફ અને નામનું અક્ષરજ્ઞાન અપાતું તે

* 'મકતબ' અરબી શબ્દ—'કિતાબ' ઉપરથી. મૂળ કિતાબ એ કુરાનેશરીફ, એ જ્યાં શીખવાય એ 'મકતબ'.

પણ અંગ્રેજોના આવ્યા પછી બધ પડી, અને તેની જગ્યા બન્નુ ઓડી શાળાએ લીધી આ શાળાઓમા બાળકો મોકલવા એ તો લોકમતનો વિરોધ કરીને જ મોકલાય પણ મારા પિતાએ લોકમતની પરવા ન કરતા અમને શાળામા મોકલ્યા હુ પેશાવરની એક મિશન સ્કૂલમા જતો, મારા મોટા ભાઈ સરકારી શાળામા જતા, અને એક વર્ષ મિશન કૉલેજમા ગયેલા મોટા ભાઈ તો આ પછી મુબઈ ગ્રાન્ટ મેડિકલ કૉલેજમા એક વર્ષ ગયા અને ત્યાર પછી દાક્તરી ડિગ્રી લેવાને માટે વિલાયત ગયા એમને વિલાયત મોકલતી વખતે અમારી કોમમા જે ખળભળાટ થયો તેની તો શી વાત કરુ? ત્યા જઈને ભાઈ એ ખ્રિસ્તી તો ન થઈ જાય! ત્યા જઈને એને અગ્રેજ છોકરી પરણીને ત્યા જ રહી પડે! આ બીજો ડર તો તેમનો સાચો પડ્યો પણ ખરો પણ મારા પિતાના આ બાબતમા સકુચિત વિચાર ન હતા તેમણે તો મારા ભાઈને વિલાયત જવાનુ ઉત્તેજન આપ્યુ, અને વિલાયતથી ભાઈના આવ્યા પછી ભાભીની સાથે પણ એમનો અતિશય મીઠો સબધ રહ્યો મને પણ કેળવણી આપવાની ઇચ્છા તો પિતાની ઘણી હતી પણ હુ તો મૅટ્રિક પાસ ન થયો મને પણ વિલાયત મોકલવાનો વિચાર કરવામાં આવ્યો હતો, પણ મારા કુટુબમા બે ત્રણ મૃત્યુ થયા એને અપશુકન માનીને મને જતા રાખવામા આવ્યો ઘર વર્ષે આ પ્રમાણે મૃત્યુ થાય અને હુ અટકુ એમ મારાં બે ત્રણ વર્ષ ગયા અને પછી તો મોટાભાઈ અગ્રેજ છોકરી પરણ્યા એટલે થઈ રહ્યુ! હુ વિલાયતે ન ગયો અને મારો અભ્યાસ આગળ ન ચાલ્યો"

પણ મિશન શાળામાં ગાળેલાં એ ત્રણ વર્ષ આ ભાઈઓને માટે કીમતી હતાં. સામાન્ય રીતે મિશન સંસ્થાઓમાં અપાતા બાઇબલના ફરજિયાત પાઠોથી છોકરાઓ કંટાળે છે, કેટલાક એ વર્ગ છોડીને બીજા વર્ગોમાં જ જાય છે. આ ભાઈઓના સમયમાં મિશન શાળા હજી ચાલતી હશે તેની તો ખબર નથી, પણ શાળાના આચાર્ય રેવરંડ વિગ્રમને બન્ને ભાઈઓ ભૂલ્યા નથી. એ સુશીલ, ત્યાગી, અને પ્રેમાળ અને પરગજુ ખ્રિસ્તીની તેમના ચારિત્ર ઉપર ઊંડી છાપ પડી અને તેમની સાથે જે સંબંધ બંધાયો તે હજી કાયમ છે. રુમાઈમાં જ્યારે પેતુ ભાણુ કરવાને માટે ખાન અબદુલ ગફફારખાન ગયા હતા કે જે ભાષણને લીધે તેઓ આજે બે વર્ષ ભોગવે છે, તે ભાષણમાં રેવરંડ વિગ્રમને વિષે સ્તુતિના ઉદ્‌ગારો કાઢ્યા હતા. આ ભલો પાદરી પોતાના પગારનો થોડો ભાગ પોતાને માટે રાખી બાકીનો બધો પગાર વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ આપવામાં વાપરતો. આ વસ્તુની નાના ભાઈ ઉપર બહુ અસર થઈ, એને ત્યારથી જ મનમાં થઈ ગયું કે જેમ આ પોતાના ધર્મની સેવા કરે છે તેમ મારે પણ સેવા કરવી.

પણ હજી થોડો સમય ઘડાવામાં વીતવાનો હતો. પઠાણ લોકો ઘણા લશ્કરમાં જોડાતા, તેમના કદાવર, મજબૂત શરીરને લીધે તેમને પસંદ થવામાં વાંધો ન આવતો, અને ખાનનું કુટુંબ તો બહુ આબરૂદાર ગણાય. એટલે અબદુલ ગફફારખાનને લશ્કરમાં જોડાવાને માટે કશી મુશ્કેલી આવે એમ ન હતું. એમણે લશ્કરી અમલદાર તરીકે નિમાવાની અરજી કરી, અને એ અરજી સ્વીકારાઈ. પણ ઈશ્વરેચ્છા

જુદી હતી ખાનસાહેબ કહે છે "લશ્કરી અમલદારનો ભપકા એનો દબદબાવાળો પોશાક એની ધન્ની ધમધમાવનારી ચાલ એ બધુ મને બહુ ગમતું માન મગાવહાલાઓ માથી ઘણા અમલદારો બન્યા હતા અને મોટા હોદ્દા ભોગવતા હતા, અને મારા મનમા ઘડીકભર થઈ ગયુ કે મારા શરીરના ઘાટ અને બાંધામા અંગ્રેજના જેવી અને જેટલી લાયકાત ભરેલી છે પણ અલ્લાને કરવુ હતુ જુદું એક લશ્કરી અમલદાર મિત્રને ત્યા હું ગયો હતો, ત્યાં મારી નજરે જે જોયુ તેથી મારો ભ્રમ ભાંગી ગયો મે મારી સગી આંખે જોયુ કે ઊતરતા દરજ્જાનો ગોરો અમલદાર ચડતા દરજ્જાના પઠાણ અમલદારનુ અપમાન કરતાં અચકાતો નથી, અને તે આ સાખી લે છે ખનામ થયુ મે મારા લશ્કરી મનોરથોને રુખસદ આપી અને મનને જુદી દિશામા વાળ્યુ એકાદ વર્ષ અલિગઢ અભ્યાસને માટે ગયો ઉર્દૂ પ્રથમ હુ ત્યા શીખ્યો મૌ ઝફરઅલી-ખાનનુ 'ઝમીનદાર' અને મૌ અબુલ કલામ આઝાદનું 'અલહિલાલ' એ તે વેળા બહુ જાણીતા પત્રો હતા, અને બહુ વચાતા 'અલહિલાલ તો લડાઈ દરમિયાન સરકારે બધ કર્યું અને મૌલાના નજરબંધ થયા આ વાચન અને ઉંમર રો પછી મારુ ખરુ રાજકીય શિક્ષણ શરૂ થયુ એમ કહી શકાય જોકે રાષ્ટ્રીય શિક્ષણમા મારો રસ એની અગાઉનો હતો હુરગઝાઈના હાજીએ ૧૯૧૧મા પુષ્કળ રાષ્ટ્રીય શાળાઓ સ્થાપેલી તે વેળા એની સાથે એ શાળાઓ સ્થાપવામા મે ઠીક ઠીક ભાગ લીધો હતો પણ દેશ અને દેશના પ્રત્યેની ફરજનો ખ્યાલ અલિગઢના કાળમા થયો એમ

૩૬ લડાઈ પૂરી થઈ, લડાઈમા હિંદી સિપાઈઓએ
આપેલા ફાળાના અને હિંદે આપેલા નાણાના, વખાણ તો
બહુ થયા પણ એ સેવાની નવાજિશ તો રોલેટ બિલમા
આવી એ કાયદો થાય તે પહેલા તો દેશમા તમામ
જગ્યાએ એની સામે વિરોધ પ્રગટ કરવામા આવ્યો અને
ગાંધીજીએ તો એ વિરોધને સત્યાગ્રહનું રૂપ આપ્યુ દેશ
કાર્યમા ઝપલાવવાનો આ રૂડો અવસર હતો દેશના
બીજા પ્રાંતોમા ઠેરઠેર મોટી હડતાળ પડી અને વિરોધની
ગંજાવર સભાઓ થઈ. તમને કહી ચૂક્યો છુ તેમ મારા
ગામ ઉતમાનઝાઈમા પણ ૬ઠ્ઠી એપ્રિલ ૧૯૧૯ને દિને જે
સભા થઈ તેમા લાખ ઉપરાંત માણસો હાજર હતા મારા
વૃદ્ધ પિતા પણ એ સભામા હાજર હતા સત્યાગ્રહનો
આરંભ તો થયો નહોતો પણ આટલી સભા અમારા
પ્રાંતમા થાય એ જ પ્રાંતના અમલદારોને માથાના ઘા જેવુ
થઈ પડ્યુ મને પકડ્યો અદાલત ઇન્સાફની તો વાત જ
શેની કરવી હોય? મને પૂછવામા આવ્યુ કેમ તમે
પઠાણના બાદશાહ છો ના? મે કહ્યુ હુ પઠાણોનો
બાદશાહ છુ કે નહિ એ તો હુ નહિ જાણુ પણ હુ તો
કોમનો ખિદમતગાર છુ ખરો અને આ કાયદો તો અમે
નહિ પસાર થવા દઈએ સરકારી અમલદારોએ પોતાના
પઠાણ દોસ્તોનુ એક મંડળ—જીરગા—અમારી પાસે
સમજાવવાને મોકલ્યુ સમજાવતા થાક્યા એટલે એમણે
ધમકીનો પ્રયોગ કર્યો અને અનેક ડાહી ડાહી દલીલો કરી
એમા એક દલીલ દાખલા તરીકે ટાંકવા જેવી છે એમણે
કહેલું 'આપણે ત્યા સરહદી ગુનાનો કાયદો છે એ કાયદો

એમને લીધે જ હું સત્યાગ્રહમા જોડાયેલો' 'વારુ, સારે તો વાગ તોડવાની સલાહ પણ તને એણે જ આપી હશે ના?' એનાએ સાફ ના પાડી, અને કેમે કર્યો ન જ સમજ્યો, એટલે સૌના હાથ હેઠા પડ્યા"

પણ આ દરમિયાન મોટા ભાઈનુ શુ થયુ એ જરા જાણી લઈએ આપણે જોઈ ગયા છીએ કે એ તો મુબઈની દાક્તરી કૉલેજમા એક વર્ષ ગાળીને પછી વિલાયત ગયેલા ત્યા એમ આર સી એમ ની ડિગ્રી મેળવીને તેઓ લડાઈમા જોડાયા હતા લડાઈ પછી પણ ફ્રાન્સમા તેઓ કામ કરતા હતા, ત્યા હિંદુસ્તાનમા સત્યાગ્રહની લડત જાગી અહીંથી એક પત્ર એમને પહોચવા દેવામા આવતો નહોતો દેશ પાછા ફરવાનો એમણે પ્રયત્ન કર્યો, પણ પાછા ફરવાની પણ મગવડ કરી આપવામા આવે તો ના? પરવાનગી મેળવતા મહિના વીતી ગયા અને ૧૯૨૦મા તેઓ ઘર આવવા પામ્યા આમ જ્યારે પોતાના વૃદ્ધ પિતા, પોતાના ભાઈ, અને બીજા સગાવહાલા સૌ જેલમા હતા ત્યારે ડા ખાનસાહેબ ફ્રાન્સમા બ્રિટિશ સરકારની નોકરી કરતા હતા અને દેશમા શુ બને છે તેની તેમને કશી ખબર પડવા દેવામા આવતી ન હતી ઘેર પાછા ફર્યા પછી બધા સમાચાર મળતા જ એમણે રાજીનામુ આપ્યુ તે પણ મહા મુસીબતે મજૂર થયુ

રાજીનામુ આપ્યા પછી ડાક્ટરે પેશાવરમા પોતાનો ધધો શરૂ કર્યો નાના ભાઈ તો મહાસભા અને દેશની સેવાનુ વ્રત લઈ ચૂક્યા હતા વ્રત લેવાને માટે ઈશ્વરે એમની પાસે તપશ્ચર્યા પણ ઠીક કરાવી એક વાર

ગાંધીજીની સાથે આ સમયની વાત કરતાં એમણે કહેલું: "સંકટ સહન કરવામાંથી, મહાત્માજી, ઘણું શીખવાનું મળે છે. એકાન્તવાસ ભોગવવા કોઈ હોત તો મારું શું થાત એ કહેવું મુશ્કેલ છે. પણ થોડા વખતની પણ સખત જેલ આવી એટલે મારી આંખ ઝાંખી થઈ ગઈ. પહેલી જેલમાં તો મારે બહુ દુઃખ ભોગવવું નહોતું પડ્યું. પહેલી અને બીજી જેલની સરખામણીમાં તો ૧૯૩૦ અને ત્યાર પછીની જેલ એ સહેલસપાટા કહેવાય. પણ પેલી કાળી જેલ પહેલી આવી એ જ ખુદાની મોટી મહેરબાની હતી. એણે જ આગ

## ૫

## ઘડતર

### (૨)

પણ આગળ ચાલીએ ૧૯૨૦માં ખાનસાહેબ નાગપુરની મહાસભામાં પ્રતિનિધિ તરીકે ગયા, ખિલાફતની લડતમાં પણ આગળ પડતો ભાગ લીધો, અને હજારો મુસલમાનો હિંદુસ્તાનમાંથી અફઘાનિસ્તાન હિજરતે નીકળી પડ્યા હતા તેમાં તેઓ પણ નીકળેલા. હિજરતમાં એટલી બધી વિટંબણા પડી કે ઘણાને પાછા ફરવું પડ્યું, અને ઘણા અફઘાનિસ્તાન જઈને પાછા આવ્યા. મોટા ભાઈ એક વાર આ વિષે વાત કરતાં કહે: "એ હિજરત ન થઈ હોત તો સારું. મારા પિતા, જેમની ઉંમર તે વેળા લગભગ ૯૦ વર્ષની હશે તેઓ પણ હિજરતે નીકળવાને તૈયાર થયેલા! પણ મેં વિરોધ કરેલો. પોતાની તબિયતની ખાતર નહિ તો ઘરની મિલકત અને વાડીવજીફાની છેક ખરાબી ન થઈ જાય એટલા ખાતર પણ તેમને ઘર રહેવાનું સમજાવ્યું. એઓ મુશ્કેલીથી સમજ્યા, કારણ ૯૦ વર્ષે

પખ એમનું શરીર અમારા કરતાં વધારે તાકાતવાળું હતું. તે ઉમરે પણ તેઓ માઈલના માઈલ ચાલી શકતા હતા." એ હિજરતની આથી વધારે વિગતમાં આપણે નહિ પડીએ. નાનાં ભાઈની આ પ્રસંગની એક વાત માત્ર અહીં નોંધવા જેવી છે. હિજરતમાં અનેક પીર ફકીરને એઓ રસ્તામાં મળેલા. એક વાર એક પીરને તેઓ એમ સમજાવવા ગયા કે ફકીરી લઈને ભજન કરતા બેસી જવા કરતાં દેશ અને કોમને માટે ફકીરી લઈ બન્નેની ખિદમત કરવી એ ખુદાની ખરી ખિદમત છે. પીરના અનેક મુરીદોનો ગુસ્સો એમણે વહોરી લીધો હતો અને જેમતેમ ત્યાથી બચી ગયા હતા!

૧૯૨૧માં ખાન અબદુલ ગફ્ફારખાનને પાછું જેલમાં જવું પડ્યું. નાગપુરની મહાસભામાં અસહકારનો ઠરાવ થયો, ૧૯૨૧નું વર્ષ તો એક કરોડ ભેગા કરવામાં, રાષ્ટ્રીય શાળાઓ સ્થાપવામાં અને બીજી રચનાત્મક પ્રવૃત્તિમાં ગયું. ૧૯૨૨ના આરંભમાં ગાંધીજી સત્યાગ્રહ જાહેર કરતાં કરતાં અટકી ગયા, અને દેશમાં રચનાત્મક પ્રવૃત્તિનો પ્રચાર કર્યો. પણ સરહદ પ્રાંતમાં તો કોઈ પણ પ્રકારની રચનાત્મક પ્રવૃત્તિ કરવાની પણ મનાઈ જ હશે ના? ખાનસાહેબે નાગપુરથી પાછા ફરી ઉતમાનઝાઈમાં 'આઝાદ શાળા' નામની રાષ્ટ્રીય શાળા સ્થાપી, અને પ્રાંતમાં સ્થળે સ્થળે એની શાખા સ્થાપવાનો પ્રયત્ન કરતા હતા. એ સરકારને માટે અસહ્ય થઈ પડ્યું. પ્રાંતમાં આ કામને માટે એઓ ફરતા હતા તેની સામે વાંધો લેવામાં આવ્યો અને એમની પાસે ભારી ચાલચલગતના જામીન માગવામાં આવ્યા —

ગુજરાતમાં કાકાસાહેબ, ઇન્દુલાલ વગેરે પાસે માગવામાં આવ્યા હતા તેમ. ખાનસાહેબ કાંઈ થોડા જ જામીન આપે એમ હતું? તે વેળા પ્રાંતના ચીફ કમિશનર મિ૦ જોન મેફી હતા. તેમણે ખાનસાહેબના પિતા ઉપર દબાણ ચલાવ્યું; પિતાને રાજદરબારે સારો સંબંધ હતો જ. મિ૦ જોન મેફીએ કહ્યું: 'આ સરકારની વિરુદ્ધની શાળા બંધ કરાવો એટલે પત્યું. તમારા દીકરાને આ શાળાનું ઘેલું શા સારુ લાગ્યું છે?—જ્યારે બીજા કોઈ તો આ કામમાં ભળતા નથી.' ભોળા પિતાએ દીકરાની આગળ વાત કરી ભલા માણસની ઉપર દીકરાની અસર વધારે પડે કે સરકારી અમલદારની વધારે પડે? દીકરાએ પિતાને સમજાવ્યા: "અબ્બાજાન, ધારો કે બધા જ નમાજ પઢતા બંધ થઈ જાય, તો શું તમે મને એમ કહો કે નમાજ પઢવાનું બંધ કર? કે તમે એમ જ કહો કે બીજા ગમે તે કરે, તારે તો નમાજની ફરજ અદા કર્યે જ છૂટકો છે?"

"નહિ જ તો!" પિતાએ કહ્યું "જે આપણી પવિત્ર ફરજ છે તે છોડાતી હશે કે? બીજા ગમે તે કરે, આપણાથી ન જ છોડાય"

"ત્યારે અબ્બાજાન, આ જે રાષ્ટ્રીય શિક્ષણનું કામ મેં ઉપાડ્યું છે તે એક મજહબી ફરજ છે જો નમાજ છોડાય તો એ કામ છોડાય"

"તારી વાત સાચી છે," કહીને પિતાએ મિ૦ જોનને જવાબ આપી દીધો સર જોનની મહેનત અફળ ગઈ,

તેમણે ખાનસાહેબ ઉપર કામ ચલાવવાના હુકમ આપ્યા, અને ખાનસાહેબને પઠાણ બાળકોને ગષ્ટ્રીય શિક્ષણ આપવાને માટે ત્રણ વર્ષની સજા થઈ.

૧૯૧૯માં જે તાલીમની શરૂઆત થઈ હતી તે તાલીમ આ જેલવાસ દરમિયાન સંપૂર્ણ થઈ. આ જેલવાસની કથા ગેમાંચક છે. અંધારી કોટડી, પગે બેડી, ચક્કી પીસવાનું અને એ ઉપરાંત આપણે જે કલ્પી શકીએ તે કામ! જોકે મૅજિસ્ટ્રેટે તો તેમને નહોતી કરી અંધારી કોટડીની સજા, કે નહોતી કરી પગે બેડીની સજા. બદમાશ કેદીને બીજાથી અલગ રાખવામાં આવે છે અને બેડી ચડાવવામા આવે છે એમ શિરસ્તા મુજબ એમને બદમાશ પ્રમાણે રાખવામા આવ્યા. કદાચ આ બધાથી કાયર થઈને ડગે અને માફી માગે તો! પણ ન એમના શરીરે માફી માગી, ન મને. શરીરનું વજન ૫૫ રતલ ગયું, દાંતને રોગ લાગુ પડ્યો અને માથા દુખવાનું શરૂ થયું. પણ એમના ઉલ્લાસને પાર નહોતો. મર જૉન મેફીએ હજી પોતાની કોશિશ છોડી ન હતી. જેલમાં ત્રાસ અને બહારથી દબાણ એમ સામ અને દંડ બન્નેને પ્રયોગ ચાલતો હતો. ધાગમલાના મબ્ય ખાનબહાદુર અબ્દુર રહીમખાનને મર જૉને એક વાર જેલમા ખાનસાહેબને મળવા મોકલ્યા, અને તેમની સાથે એવો સંદેશો મોકલ્યો કે ઉતમાનઝાઈની શાળા ભલે રહે પણ પ્રાંતમાં પ્રવાસ ન કરવાનુ વચન ખાનસાહેબ આપે એટલું બસ છે. એટલું વચન આપે તો તરત જ એમને છોડી દેવામાં આવે. ખાનસાહેબને એમ છૂટવાની કશી ગરજ નહોતી.

છૂટત તો જે અમૂલ્ય અનુભવો એમને આ કારાવાસ દરમિયાન મળ્યા તે ક્યાંથી મળત ?

એ કારાવાસમાં જે સંકટ એમણે સહન કર્યું તેવાં સંકટ તો બીજાઓએ પણ સહન કર્યાં હશે, પણ એટલાં સંકટ વેઠતાં છતાં સત્યનું પાલન ભાગ્યે જ બીજાઓએ એટલી કડક રીતે કર્યું હશે. બહાદુર કેદી તો એ હતા જ, પણ આદર્શ કેદી પણ હતા. જેલના એક પણ નિયમનો ભંગ પોતે ન કરે એટલું જ નહિ પણ બીજા ભંગ કરે એ પણ એમનાથી સહન ન થાય. ન અમલદારો પાસે મહેરબાની માગે કે લે, ન પોતાની ખાતર એકે નિયમ ઢીલો કરવામાં આવે એવી ઇચ્છા રાખે. ઘણી વાર જેલના અમલદારો પોતે અનેક છૂટો આપવાની માગણી કરે, પણ એઓ તેમને તેમ ન કરવાનો આગ્રહ કરે. કેદીઓ અને પીળી પાઘડીવાળા વૉર્ડરો તો અનેક તેમનું ચક્કીનું કામ લઈ લેવા ઇચ્છે, પણ તે પણ એઓ ન માને. તેમને વીનવીને કહે : 'આ તો જુહાણું થયું. તમે મારે માટે કામ કરો અને હું લખાવું કે મેં ૨૫ શેર આટો પીસ્યો, એ કેમ બને? એના કરતાં તો હું જેલરસાહેબ પાસે જ છૂટ ન મેળવી લઉં ?'

જેલમાં તે કાળે — જેમ ચાલતું આવ્યું છે અને આજે પણ ચાલે છે તેમ — સારી રીતે લાંચરુશવતો ચાલતી. ગરીબ પોલીસ વૉર્ડરોનું ટૂંક પગારે પેટ ન ભરાય, કેદીઓને કાંઈક છૂટો આપે, સજામાંથી માફીની ભલામણ કરાવે અને તેમની પાસે પૈસા કઢાવે. આ બધી વાતો ધીમે ધીમે ખાનસાહેબના કાને આવે. તેઓ કેદીઓને

પણ સમજાવે અને સરકારી પોલીસ વોર્ડરોને પણ સમજાવે. એક વાર એક કોન્સ્ટેબલે દયામણે મોઢે કહ્યું: 'તમે કહો છો તે સાચું, પણ અમારો બચરવાળ માણસનો પેટ ખાડો કેમ પૂરાય?' ખાનસાહેબે ઉત્તર દીધો: 'એ ન જાણું. તું કરે છે એ પાપ કરે છે એ તો સ્પષ્ટ છે; તું એ જાણે એટલે બસ છે.' બિચારો કોન્સ્ટેબલ પસ્તાયો અને રાજીનામું આપ્યું. હવે અમલદારોને માટે સ્થિતિ અસહ્ય થઈ પડી. ખાનસાહેબે કાંઈ પેલાની પાસે સરકારી નોકરી તરીકે નોકરી છોડાવવાનો પ્રયત્ન કર્યો નહોતો. નોકરી છોડવાની સલાહ પણ નહોતી આપી, માત્ર પાપથી પેટ ભરવાનું છોડવાની વાત કરી હતી. પણ જેલના અમલદારે એ જાણતા છતાં પણ સરકારી નોકર ઉપર આવા પ્રકારની નીતિનો પ્રભાવ ખાનસાહેબનો પડે તે ક્યાં સુધી સાંખી શકે?

પરિણામે એમને એક પંજાબ જેલમાં ખસેડવામાં આવ્યા. એમને તો ફાયદો જ થયો. સરહદની જેલમાં તો સામાન્ય કેદીઓ જ સાથી હતા, પંજાબની જેલમાં રાજદ્વારી કેદીઓની સાથે એમને મૂકવામાં આવ્યા. અહીં પણ ખાન અબ્દુલ ગફ્ફારખાનનો જીવનક્રમ પૂર્વવત્ ચાલુ રહ્યો. ત્યાં સામાન્ય કેદીઓને સમજાવતા, અહીં રાજદ્વારી કેદીઓને પણ સમજાવવા મંડ્યા. પણ પેલા બાપડા અભણ અનાડીઓ તો એમને પૂજે અને એમનું સાંભળે, આ વિદ્વાનો એમનું શાનું સાંભળે? એટલે એમનામાં એઓ થોડાઘણા અળખામણા થયા. પણ એની એમને પરવા નહોતી. એ કાળની વાત કરતાં એઓએ મને કહેલું: "આપણા માણસોને મારી વાત ગમતી જ નહિ. હું એમને કહેતો કે.

એક વાર તમે મહાત્માના ટોચને પગથિયેથી ઊતર્યા કે પછી ક્યાં જઈને બેસશો એ કહેવાય નહિ, અને હું તો અનુભવે જોતો હતો કે જે લોકો અમલદારોની મહેરબાનીથી ન લેવાની ચીજો મેળવતા તેઓ આગળ જતાં સ્વાભિમાનનો પણ ત્યાગ કરતાં ન અચકાતા."

પણ હજી એક વાત આ જેલના અનુભવોની લખવાની રહી જાય છે. આખો સમય જ અનુભવોથી એટલો બધો ભરેલો હતો કે ખાનસાહેબ કોઈ લેખક હોત તો અનુભવોનું એક પુસ્તક લખત. પંજાબની જેલમાં હિંદુ અને શીખ મિત્રોના ગાઢ સંબંધમાં એઓ આવ્યા. આ સંબંધનો એમણે પૂરો લાભ ઉઠાવ્યો. એમના જ શબ્દો ટાકું : "ગીતા મેં પહેલી વાર અહીં વાંચી. ગ્રંથસાહેબ અને બાઇબલ પણ પ્રથમ વાર અહીં વાંચ્યા. પરધર્મના ગ્રંથો ન વાંચું તો પરધર્મને અને પરધર્મીને સમજી શી રીતે શકું ? પણ મારે જણાવવું જોઈએ કે ગીતા હું વાંચી ગયો પણ સમજી ન શક્યો. મેં એ બે ત્રણ વાર વાંચી, પણ કદાચ તે કાળે એ વસ્તુ મારી શક્તિની જ બહાર હતી એમ કહું — બુદ્ધિ-શક્તિની અને વૃત્તિની બન્નેની ! ગીતા સમજ્યો તો ઠેઠ ૧૯૩૦માં જ્યારે આંદામાનમાંથી પાછા આવેલા પંડિત જગતરામનો ભેટો થયો. એ તો ગીતાના ભારે રસિયા હતા અને એમણે જ મને એનું રહસ્ય સમજાવ્યું."

આ ઉગ્ર નિયમપાલનને લીધે એમનું નામ 'સરહદના ગાંધી' પડ્યું એમ કહી શકાય. ગાંધીજીને વિષે જેટલું જાણી શકાય એટલું તો તેઓ જાણતા હતા જ, તેમના સિદ્ધાન્તનું કડક પાલન કરતા હતા અને ગાંધીજીનું નામ લેનારા સૌને

પણ સમજાવે અને સરકારી પોલીસ વોર્ડ'રોને પણ સમજાવે એક વાર એક કૉન્સ્ટેબલે દયામણે મોઢે કહ્યું · 'તમે કહો છો તે સાચું', પણ અમારો બચરવાળ માણસનો પેટનો ખાડો કેમ પૂરાય ?' ખાનસાહેબે ઉત્તર દીધો · 'એ હું ન જાણું તું કરે છે એ પાપ કરે છે એ તો સ્પષ્ટ છે. તું એ જાણે એટલે બસ છે.' બિચારો કૉન્સ્ટેબલ પસ્તાયો, અને રાજીનામું આપ્યું. હવે અમલદારોને માટે સ્થિતિ અસહ્ય થઈ પડી. ખાનસાહેબે કાંઈ પોતાની પાસે સરકારી નોકરી તરીકે નોકરી છોડાવવાનો પ્રયત્ન કર્યો નહોતો. નોકરી છોડવાની સલાહ પણ નહોતી આપી, માત્ર પાપથી પેટ ભરવાનુ છોડવાની વાત કરી હતી પણ જેલના અમલદારો એ જાણતા છતા પણ સરકારી નોકર ઉપર આવા પ્રકારનો નીતિનો પ્રભાવ ખાનસાહેબનો પડે તે ક્યા સુધી સાખી શકે ?

પરિણામે એમને એક પંજાબ જેલમા ખસેડવામા આવ્યા એમને તો ફાયદો જ થયો સરહદની જેલમા તો સામાન્ય કદીઓ જ સાથી હતા, પંજાબની જેલમા રાજદ્વારી કેદીઓની સાથે એમને મૂકવામા આવ્યા અહીં પણ ખાન અબદુલ ગફ્ફારખાનનો જીવનક્રમ પૂર્વવત્ ચાલુ રહ્યો ત્યા સામાન્ય કેદીઓને સમજાવતા, અહીં રાજદ્વારી કેદીઓને પણ સમજાવવા મંડ્યા પણ પેલા બાપડા અભણ અનાડીઓ તો એમને પૂજે અને એમનુ સાભળે, આ વિદ્વાનો એમનુ શાનુ સાભળે ? એટલે એમનામા એઓ થોડાઘણા અળખામણા થયા પણ એની એમને પરવા નહોતી એ કાળની વાત કરતા એઓએ મને કહેલુ "આપણા માણસોને મારી વાત ગમતી જ નહિ હું એમને કહેતો કે

એક વાર તમે મત્યના ટોચને પગથિયેથી ઊતર્યા કે પછી ક્યાં જઈને એમશો એ કહેવાય નહિ, અને હું તો અનુભવે જોતો હતો કે જે લોકો અમલદારોની મહેરબાનીથી ન લેવાની ચીજો મેળવતા તેઓ આગળ જતાં સ્વાભિમાનનો પણ ત્યાગ કરતા ન સંકોચાતા"

પણ હજી એક વાત આ જેવના અનુભવોની લખવાની રહી જાય છે આખો સમય જ અનુભવોથી એટલો બધો ભરેલો હતો કે ખાનસાહેબ કોઈ લેખક હોત તો અનુભવોનુ એક પુસ્તક લખત. પંજાબની જેલમાં હિંદુ અને શીખ મિત્રોના ગાઢ સંબંધમાં એઓ આવ્યા આ સંબંધનો એમણે પૂરો લાભ ઉઠાવ્યો એમના જ શબ્દો ટાકું "ગીતા મેં પહેલી વાર અહીં વાચી ગ્રંથસાહેબ અને બાઇબલ પણ પ્રથમ વાર અહીં વાચ્યા પરધર્મના ગ્રંથો ન વાચું તો પરધર્મને અને પરધર્મીને સમજી શી રીતે શકું? પણ મારે જણાવવું જોઈએ કે ગીતા હું વાચી ગયો પણ સમજી ન શક્યો. મેં એ બે ત્રણ વાર વાચી, પણ કદાચ તે કાળે એ વસ્તુ મારી શક્તિની જ બહાર હતી એમ કહું — બુદ્ધિ-શક્તિની અને વૃત્તિની બન્નેની! ગીતા સમજ્યો તો છેક ૧૯૩૦મા જ્યારે આસમાનમાથી પાછા આવેલા પંડિત જગતરામનો ભેટો થયો એ તો ગીતાના ભારે રસિયા હતા અને એમણે જ મને એનુ રહસ્ય સમજાવ્યુ"

આ ઉગ્ર નિયમપાલનને લીધે એમનુ નામ 'સરહદના ગાંધી' પડ્યું એમ કહી શકાય ગાધીજીને વિષે જેટલુ જાણી શકાય એટલુ તો તેઓ જાણતા હતા જ, તેમના સિદ્ધાન્તનું કડક પાલન કરતા હતા અને ગાધીજીનુ નામ લેનારા સૌને

એના પાલનનો ઉપદેશ દેતા હતા. આ જેલ દરમિયાન અઠવાડિયે એક દિવસ ઉપવાસ કરવાની એમણે ટેવ પાડી એટલું જ નહિ, પણ એક દિવસ મૌન પણ રાખવા માંડ્યું. એટલે પછી 'સરહદના ગાંધી' નામ પડે એમાં શી નવાઈ? મિત્રો અને પ્રશંસકોએ આપેલું આ નામ ટીકાકારોએ કટાક્ષ-વૃત્તિથી ઉપાડી લીધું. બીજી તરફથી એમના જ પોતાના ધર્માંધ મુસલમાન ભાઈઓ એમને તિરસ્કારથી 'હિંદુ' અને એના કરતાં વધારે કડવાં નામ આપવા લાગ્યા, જેમ 'સનાતની'ઓ ગાંધીજીને અનેક નામો આપે છે તેમ.

ખિલાફતની લડતમાં એમણે સારી પેઠે ભાગ લીધો એમ હું કહી ચૂક્યો છું, પણ પાછળથી કેટલાક ખિલાફત કાર્યકર્તાઓનાં કામકાજ ન પસંદ પડવાથી ખિલાફત કમિટી-માંથી એમને નીકળવાની ફરજ પડી. ૧૯૨૪–૨૯નો સમય હિંદુમુસ્લિમ વૈમનસ્યનો કઠણમાં કઠણ કાળ કહી શકાય, પણ તે વેળાનાં ઝેરવેર અને કડવાશથી બન્ને ભાઈઓ અસ્પૃષ્ટ હતા. એમણે અનેક કિસ્સાઓ મને એવા કહ્યા છે કે જેમાં આ કડવા કલહોમાં એમને ખેંચવાનો પ્રયત્ન થયો હતો, પણ તેઓ અચળ જ રહ્યા. એક વાર પોતે આ બાબતમાં અતિશય લાગણીથી પોતાના વિચાર દર્શાવ્યા હતા: "હું માથાં ગણીને મજહબની કિંમત આંકતો જ નથી. મજહબની કિંમત તો વર્તનમાં છે. ઇસ્લામ એટલે અમલ, ઇસ્લામ એટલે યકીન, ઇસ્લામ એટલે મુહબ્બત. અમલ, યકીન અને મુહબ્બત વિનાનો માણસ મુસલમાન નામધારી ભલે હોય, મુસલમાન નથી. એક જ અલ્લાહની બંદગી અને પાક કામો એટલું કોઈ પણ

માણસને મોક્ષ મેળવવાને માટે બસ છે એમ કુરાનેશરીફમાં સાફ લખેલું છે."

અને જેનાં કડક મુસલમાન જેઓ મનાય છે તેના કરતાં એઓ જરાય ઓછા મુસલમાન નથી. સમજણા થયા પછી એકે નમાજ ખાન અબદુલ ગફ્ફારખાને છોડી નથી. અને મનુષ્યમાત્રને ભાઈ માનવાનો ઇસ્લામનો હુકમ એમની માફક પાળનાર મુસલમાનો કોક જ હશે. મોટા ભાઈ પરદેશ અગિયાર વર્ષ ગાળી આવ્યા હોવાથી, અને અનેક પરધર્મી મિત્રોના ગાઢ સંસર્ગથી તેમની રહેણીમાં નાના ભાઈ જેવી કડકાઈ દેખાતી નથી, પણ પિતાની ધર્મવૃત્તિ અને શ્રદ્ધાળુ હૃદય તો બન્ને ભાઈઓમાં સરખાં જ છે. ઘણી વાર ગમ્મતમાં મોટા ભાઈ કહે છે, 'મારા તરફથી નમાજ મારા ભાઈ પઢી લે છે.' પણ ધર્મ કે નીતિને વિષે બેપરવાઈ જેવી વસ્તુ એમના જીવનમાં ક્યાંય ન ભાળવામાં આવે

ગાંધીજીના છેલ્લા ઉપવાસ પછી તરત જ તેઓ વર્ધા આવ્યા હતા. એક વાર ઉપવાસની વાતો કરતા મેં એમને પૂછ્યું · "કેટલાક મુસલમાનો ગાંધીજીના ઉપવાસની ટીકા કરતાં કહે છે કે એ સાચો ઉપવાસ નથી, એ ઉપવાસ તો ઇસ્લામની વિરુદ્ધ છે. ઇસ્લામને જે ઉપવાસ પસંદ છે તે તો જે પ્રકારના રોજા મુસલમાનો રાખે છે એ આ વાતમાં આપને કેટલું વજૂદ લાગે છે?" ભાઈઓએ જવાબ આપ્યો · "એ લોકો સાચો ઉપવાસ કોને કહે છે એ અમે સમજવા માગીએ છીએ" મેં મારી પાસે પડેલા છાપા-માંથી સમજાવ્યું કે એ લોકોના અભિપ્રાય પ્રમાણે દિવસના

નિર્જળા ઉપવાસ કરવા અને સૂરજ ડૂબ્યા પછી તે ઊગે ત્યાં સુધી ખાવુંપીવું એ ખરો ઉપવાસ છે.

ખાન અબદુલ ગફ્ફારખાન ચિડાઈને બોલ્યા: "એ નકામી વાત છે. ગયા ઑગસ્ટમાં ગાંધીજીએ સાત ઉપવાસ કર્યા ત્યારે મેં પણ સાત પૂરા ઉપવાસ કર્યા હતા, અને રાત્રે માત્ર પાણી અને નમક લેતો. આજકાલ મુસલમાનો જે રોજા કરે છે એ જ સાચા ઉપવાસ છે, એમ કહેવું એ ઇસ્લામની હાંસી કરવા બરોબર છે. પેગમ્બર સાહેબ રાતદિવસ પૂરેપૂરા ઉપવાસ કરતા એ વિષે મને શંકા નથી. એમણે રાતના ખાવાની રજા આપી તે તો માણસની નબળાઈનો વિચાર કરીને. પેગમ્બર સાહેબને ખોરાકની જરૂર ન પડતી, કારણ એમણે પોતે જ સમજાવ્યું છે તેમ અલ્લા એમને ખોરાક મોકલતા હતા. એ ખોરાક સામાન્ય માણસને નથી મળતો, કારણ કે તેમનામાં અલ્લાને વિષે એવો યકીન નથી, શ્રદ્ધા નથી. આ જે ટીકા તમે મને સંભળાવી તે તો હું મૌન રાખતો અને ગીતા વાંચતો તેથી હું હિંદુ થઈ ગયો એમ કહેનારાઓની ટીકા જેવી છે."

## ૬

# એમના ધર્મવિચાર

પણ હવે મારે બન્ને ભાઈઓના ધર્મવિચારને એક પ્રકરણ આપવુ ઘટે છે. ગયા પ્રકરણમાં પણ પ્રસંગોપાત્ત હુ ઉલ્લેખ તો કરી ચૂક્યો છુ. જેલના પોતાના વર્તનમાં અને ત્યાર પછી જાહેર જીવનમા ખાન અબ્દુલ ગફ્ફારખાને એક આદર્શ મુસલમાન તરીકે રહેવાનો કેવો પ્રયત્ન કર્યો છે તે આપણે જોઈ ગયા એ પ્રયત્નની પાછળ ધર્મના સ્વરૂપ વિષે એમનુ સાચું જ્ઞાન રહેલુ છે એ જરા વિસ્તારથી આ પ્રકરણમા જોશુ એથી આપણને એ પણ સમજાશે કે હિંદુમુસલમાન ઐક્યના જબરદસ્ત હિમાયતી એ ભાઈઓ કેવી રીતે થઈ શક્યા છે.

એક વાર ગાંધીજીએ મહેરે નાના ભાઈને પૂછ્યું : "મોટા ભાઈના પત્ની ખ્રિસ્તી જ છે કે મુસલમાન થયા છે?" એમણે જવાબ આપ્યો "એ ખ્રિસ્તી છે કે મુસલમાન એની મને ખબર નથી. એને કદી મુસલમાન બનાવવામાં તો આવ્યાં નથી જ એટલુ કહી શકું અને જે

ધર્મ પાળવો હોય તે પાળવાની એમને સંપૂર્ણ સ્વતંત્રતા છે એ વિષે પણ શંકા નથી. મેં તો કદી એમને એ વિષે પૂછ્યું નથી. મને પૂછવાની જરૂરે નથી લાગી. પતિ અને પત્નીને પોતપોતાનો ધર્મ પાળવાની સ્વતંત્રતા શા સારુ ન હોવી જોઈએ? લગ્ન કરવાથી ધર્મ બદલવાની શા સારુ જરૂર રહેતી હશે? મારા મોટા ભાઈનો છોકરો હમણાં લંડનની મેટ્રિક પસાર કરીને ઑક્સફર્ડ ગયો છે. તે એક કાગળમાં લખે છે કે બીજા વિદ્યાર્થીઓ એને ખ્રિસ્તી માને છે અને તેમને શું કહેવું એની તેને પોતાને સમજણ પડતી નથી!"

આથી ગાંધીજીને આશ્ચર્ય થયું. તેમણે પૂછ્યું: "તમારા ભાભીને વિષે જે કહો છો એ આશ્ચર્ય પમાડે છે. પણ આ વિચારો તમારા અંગત જ કહેવાય ના? બીજા, ઘણા મુસલમાનો તો આવા વિચારના નથી એ જાણો છો ના?"

"હું જાણું છું, પણ એમ તો લાખમાં ભાગ્યે જ એક મુસલમાન ઇસ્લામનું સાચું રહસ્ય જાણનાર મળશે. આ કારણે જ વખતોવખત આપણી વચ્ચે ઝઘડા થયા જ કરે છે, અને સ્વાર્થી અને લુચ્ચા માણસો ભોળાને ભમાવીને, લડાવીને પોતાનો અર્થ સાધે છે. આજે તો આપણી સ્થિતિ એટલી હદ સુધી પહોંચી છે કે સહેજ સહેજ વાતમાં એકબીજાને આપણે ગાળો દઈએ છીએ અને એકબીજાની સાથે વઢી મરીએ છીએ. એક નાનકડો સરખો દાખલો આપું. ૧૯૩૦માં હું ગુજરાત જેલમાં હતો ત્યારે મેં એમ વિચાર કર્યો કે હિંદુમુસલમાનો એકબીજાને વધારે સમજી શકે

એ ખાતર હિંદુઓએ કુરાનેશરીફનો અભ્યાસ કરવો અને મુસલમાનોએ ભગવદ્ગીતાનો અભ્યાસ કરવો, અને બન્ને વર્ગ વિષયોના નિષ્ણાત માણસો પાસે લેવડાવવા. કેટલોક સમય તો આ વર્ગો ઠીક ઠીક ચાલ્યા, પણ ધીમે ધીમે એ વર્ગમાં જનારાઓની હાજરી એટલી ઓછી થતી ચાલી કે એ બંધ કરવા પડ્યા. છેવટે ગીતાના વર્ગમાં કેવળ હું રહ્યો અને કુરાનેશરીફના વર્ગમાં પણ એક જ ભાઈ રહ્યા — જેમનું નામ તો આજે મને યાદ નથી આવતું. પણ આમ અમે જે છેવટ સુધી વળગી રહ્યા તે ટીકા, તિરસ્કાર અને હાંસીને પાત્ર થયા. હું તેમની નજરે 'હિંદુ' બની ગયો હતો, પેલા ભાઈ 'મુસલમાન' બની ગયા હતા!

"પણ મારો તો ગીતાભ્યાસ ચાલુ રહ્યો, અને મેં બે ત્રણ વાર ગીતા વાંચી હું તમને કહી ચૂક્યો છું કે પંડિત જગતનમની પાસેથી હું એનું રહસ્ય સમજ્યો. દરેક ધર્મમાં તે તે ધર્મના અનુયાયીને ચેતન, આશ્વાસન અને શાંતિ મેળવવાની પૂરતી સામગ્રી રહેલી છે એવી મારી દૃઢ માન્યતા છે આ મતનો અસ્વીકાર એ આપણા ઘણા-ખરા ઝઘડાનું મૂળ છે કુરાનેશરીફમાં સ્પષ્ટ વચનો છે કે દરેક પ્રજાને માટે અલ્લા ખબરદાર કરનારા અથવા પેગામ લાવનારા મોકલે છે અને એ લોકો તે તે પ્રજાના પેગંબર બને છે. આ ખબરદાર કરનારાઓના વચનો પવિત્ર ગ્રંથોમાં — પાક કિતાબોમાં — સચવાયેલા હોય છે, એટલે જે જે પ્રજાઓ પાસે આવી કિતાબ છે તે પ્રજાને 'અહલે-કિતાબ' કહે છે. આવા અહલે-કિતાબ (એટલે પવિત્ર ધર્મગ્રંથ જેમની પાસે છે એવા લોકો) કુરાનમાં યહૂદીઓને

અને ખ્રિસ્તીઓને માન્યા છે. પણ યહૂદીઓ અને ખ્રિસ્તી-
ઓના કરતાં હિંદુઓ કાંઈ ઓછે દરજ્જે અહલે-
કિતાબ છે એમ નથી."

"પણ મુસલમાન મૌલવીઓ એમ નથી માનતા ના?"

"ઘણા નથી માનતા પણ એ પોતે અજ્ઞાનને
વશ છે. કુરાનેશરીફનાં વચનનું હાર્દ જોતા નથી. એ
વચનમાં જે લોકોનાં નામો દીધાં છે એ ઉદાહરણ તરીકે
છે, નામોની સંપૂર્ણ યાદી નથી. એ વચનમાં તો શુદ્ધ
તત્ત્વ દર્શાવ્યું છે કે જે જે લોકોની પાસે પોતાના ધર્મ-
ગ્રંથો છે તે બધા અહલે-કિતાબ કહેવાય, અને મારી તો
પૂરેપૂરી ખાતરી છે કે એ સંજ્ઞામાં ધર્મગ્રંથોને આધારે
પોતાના વિચાર અને આચાર ઘડનારી દરેક પ્રજાનો
સમાવેશ થાય છે. હું આથી આગળ જઈને કહીશ કે
દરેક ધર્મના મૂળ આંતરભૂત સિદ્ધાંતો એક જ છે, જોકે
આચારના સ્થૂળ આકાર જુદા જુદા છે, કારણ કે જે ધર્મ
જે ધરતી ઉપર પ્રગટ થાય છે તે ધરતીની મહેક અને
માધુર્ય મેળવી લે છે.

"એક સાદો દાખલો લઈએ. ઇસ્લામ અને હિંદુ-
ધર્મ બન્ને સ્વચ્છતા વિષે સંપૂર્ણ આગ્રહ રાખે છે,
સ્વચ્છતાના સિદ્ધાંત વિષે એ બે ધર્મમાં ભેદ હોઈ જ ન
શકે એ સ્પષ્ટ છે, પણ આચારનો ભેદ છે. ઇસ્લામ કહે છે
કે સૂકાં દાતણ વાપરો, હિંદુધર્મ પ્રમાણે તાજાં કાપેલાં
દાતણ વાપરવાનો રિવાજ છે. હિંદુધર્મમાં નિત્ય અને બને
તો બે ત્રણ વાર સ્નાન કરવાની આજ્ઞા છે, ત્યારે ઇસ્લામ
કહે છે કે કાંઈ નહિ

કરો આ શું બતાવે છે? એટલું જ કે હિંદુધર્મ સિંધુ ગંગાની 'સુજલા' ભૂમિમાં પ્રગટ થયો, અને ઇસ્લામ એવી મરુભૂમિમાં પામ્યો કે જ્યાં દહાડાના દહાડા સુધી પાણીનું ટીપું મેળવવાના સાંસા પડતા હતા પણ એનો એ અર્થ થોડો જ થાય છે કે મુસલમાનો દરરોજ સ્નાન કરે અને તાજા દાતણ વાપરે તો મુસલમાન મટી જાય છે, અથવા ઇસ્લામની વિરુદ્ધ વર્તે છે? દરેક ધર્મ જે જે પ્રજા અને જે જે સંજોગો વચ્ચે ઉત્પન્ન થયો તે તે પ્રજાની અને તે તે સંજોગોની જરૂરિયાતને પહોંચી વળ્યો, એટલે આચારભેદને પૂરેપૂરો અવકાશ છે એટલે જ તો મા ચાલે તો કોઈનું ધર્માંતર કરવાનો પ્રયત્ન જ ન કરું આખા જગતનો એક ધર્મ થશે એવો સમય કોઈ દિવસ આવવાનો નથી દરેક પ્રજાએ પોતપોતાના ધર્મમાંથી પોષણ મેળવવું રહ્યું, એક પ્રજા બીજીના ઉપર પોતાનો ધર્મ લાદવા માગે એ નિરર્થક છે '

આ વચનોમાં જે પરધર્મસહિષ્ણુતા જ નહિ પણ પરધર્મ વિષે આદર રહેલો છે ને હિંદમુસ્લિમ ઐક્યના શુદ્ધ ઉપાસકને શોભે એવો છે એનો જ પ્રચાર કરવાનો બન્ને ભાઈઓ જ્યાં જ્યાં ગયા છે ત્યાં ત્યાં પ્રયત્ન કર્યો છે આનો કોઈ એવો અનર્થ ન કરે કે હિંદુમુસલમાનના આચાર જુદા એટલે હિંદુમુસલમાનને દરેક વાતમાં ઉત્તર દક્ષિણ જ હોય આજે તો પાણી જેવી પવિત્ર વસ્તુમાં પણ 'હિંદુ પાણી' અને 'મુસલમાન પાણી' એવા ભાગ પડ્યા છે સ્ટેશને સ્ટેશને આ ભૂંસો કાન અને હૃદય ચીરે છે, અને આ ભાઈઓએ એ વાતનો જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં વિરોધ

અને ખ્રિસ્તીઓને માન્યા છે. પણ યહૂદીઓ અને ખ્રિસ્તીઓના કરતાં હિંદુઓ કાંઈ ઓછે દરજ્જે અહલે-કિતાબ છે એમ નથી"

"પણ મુસલમાન મોલવીઓ એમ નથી માનતા ના?"

"ઘણા નથી માનતા. પણ એ લોકો અક્ષરાર્થને વળગે છે. કુરાનેશરીફનાં વચનનું હાર્દ જોતા નથી. એ વચનમાં જે લોકોનાં નામો દીધાં છે એ ઉદાહરણ તરીકે છે, નામોની સંપૂર્ણ યાદી નથી. એ વચનમાં તો શુદ્ધ તત્ત્વ દર્શાવ્યું છે કે જે જે લોકોની પાસે પોતાના ધર્મ-ગ્રંથો છે તે બધા અહલે-કિતાબ કહેવાય, અને મારી તો પૂરેપૂરી ખાતરી છે કે એ સંજ્ઞામા ધર્મગ્રંથોને આધારે પોતાના વિચાર અને આચાર ઘડનારી દરેક પ્રજાનો સમાવેશ થાય છે હું આથી આગળ જઈને કહીશ કે દરેક ધર્મના મૂળ આધારભૂત સિદ્ધાંતો એક જ છે, જોકે આચારના સ્થૂલ આકાર જુદા જુદા છે, કારણ કે જે ધર્મ જે ધરતી ઉપર પ્રગટ થાય છે તે ધરતીની મહેક અને માધુર્ય મેળવી લે છે.

"એક દાખલો લઈએ. ઇસ્લામ અને હિંદુધર્મ બન્ને સ્વચ્છતા વિષે સંપૂર્ણ આગ્રહ રાખે છે, સ્વચ્છતાના સિદ્ધાંત વિષે એ બે ધર્મમાં ભેદ હોઈ જ ન શકે એ સ્પષ્ટ છે, પણ આચારનો ભેદ છે. ઇસ્લામ કહે છે કે સૂકાં દાતણ વાપરો, હિંદુધર્મ પ્રમાણે તાજાં કાપેલાં દાતણ વાપરવાનો રિવાજ છે હિંદુધર્મમાં નિત્ય અને બને તો બે ત્રણ વાર સ્નાન કરવાની આજ્ઞા છે, જ્યારે ઇસ્લામ કહે છે કે કાંઈ નહિ તો અઠવાડિયે એક વાર;

કરો. આ શું બતાવે છે? એટલું જ કે હિંદુધર્મ સિંધુ ગંગાની 'સુજલા' ભૂમિમાં પ્રગટ થયો, અને ઇસ્લામ એવી મરુભૂમિમાં પાક્યો કે જ્યાં દહાડાના દહાડા સુધી પાણીનું ટીપું મેળવવાના સાંસા પડતા હતા. પણ એનો એ અર્થ થોડો જ થાય છે કે મુસલમાનો દરરોજ સ્નાન કરે અને તાજું દાતણ વાપરે તો મુસલમાન મટી જાય છે, અથવા ઇસ્લામની વિરુદ્ધ વર્તે છે? દરેક ધર્મ જે જે પ્રજા અને જે જે સંજોગો વચ્ચે ઉત્પન્ન થયો તે તે પ્રજાની અને તે તે સંજોગોની જરૂરિયાતને પહોંચી વળ્યો, એટલે આચારભેદને પૂરેપૂરો અવકાશ છે એટલે હું તો મારું ચાલે તો કોઈનું ધર્માંતર કરવાનો પ્રયત્ન જ ન કરું આખા જગતનો એક ધર્મ હશે એવો સમય કોઈ દિવસ આવવાનો નથી. દરેક પ્રજાએ પોતપોતાના ધર્મમાંથી પોષણ મેળવવું રહ્યું, એક પ્રજા બીજીના ઉપર પોતાનો ધર્મ લાદવા માગે એ નિરર્થક છે"

આ વચનોમાં જે પરધર્મસહિષ્ણુતા જ નહિ પણ પરધર્મ વિષે આદર રહેલો છે તે હિંદુમુસ્લિમ ઐક્યના શુદ્ધ ઉપાસકને શોભે એવો છે એનો જ પ્રચાર કરવાનો બન્ને ભાઈઓ જ્યાં જ્યાં ગયા છે ત્યાં ત્યાં પ્રયત્ન કર્યો છે. આનો કોઈ એવો અનર્થ ન કરે કે હિંદુમુસલમાનના આચાર જુદા એટલે હિંદુમુસલમાનને દરેક વાતમાં ઉત્તર દક્ષિણ જ હોય આજે તો પાણી જેવી પવિત્ર વસ્તુમાં પણ 'હિંદુ પાણી' અને 'મુસલમાન પાણી' એવા ભાગ પડ્યા છે. સ્ટેશને સ્ટેશને આ બૂમો કાન અને હૃદય ચીરે છે, અને આ ભાઈઓએ એ વાતનો જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં વિરોધ

કર્યો છે "હિંદુ કે મુસલમાન એકબીજાના હાથનું સ્વચ્છ પાત્રમાં ભરેલું સ્વચ્છ પાણી પીએ એમાં કોઈ હિંદુ-મુસલમાનને શા માટે વાંધો હોય એ અમે સમજી જ નથી શકતા"

છતાં આ બાબતમાં પણ બળાત્કારની વાત ન હોય બન્ને ભાઈઓમાં સામાની લાગણીને માટે એટલો બધો આદર રહ્યો છે કે કોઈ પણ પ્રકારનો બળાત્કાર એઓ સહન નથી કરી શકતા ૧૯૨૨માં ડેરાગાઝીખાં જેલમાં ખાન અબ્દુલ ગફ્ફારખાન હતા તે વેળાના કેટલાંક સ્મરણો તો હું આગળ આપી ગયો અહીં પ્રસ્તુત પ્રશ્ન ઉપર સબંધમાં એક સ્મરણ આપવું અસ્થાને ન ગણાય નિરામિષાહારી હિંદુ મિત્રોની લાગણીને માન આપીને ખાનસાહેબે માંસનો ત્યાગ કીધો હતો છ સાત માસ પછી એમની તબિયત બહુ લથડતી જોઈને ડાક્તરે સલાહ આપી તમારે તમારા ખોરાકમાં માંસ દાખલ કરવું જ જોઈએ, નહિ તો તમે તમારા બધા દાંત ખોઈ બેસશો' ડાક્તરની સલાહ ખાન સાહેબને ગળે ઊતરી પણ માંસ રાંધવું ક્યાં? સુપરિન્ટેન્ડન્ટે કહ્યું 'સામાન્ય રસોડામાં ખાનસાહેબે માનપૂર્વક ઇનકાર કર્યો અને કહ્યું 'જો જુદું રસોડું કરીને પકાવી આપી શકો તો ભલે નિરામિષ રસોડામાં માંસ પકાવવામાં આવે એ મને ન પોસાય' સુપરિન્ટેન્ડન્ટ એમનો આગ્રહ સમજ્યા અને તેને વશ થયા પણ દુખની વાત એ છે કે એમણે આ સજોગોમાં બીજાની લાગણીનો આટલો ખ્યાલ રાખીને માંસ ખાવાનું શરૂ કર્યું તે કેટલાક શીખ અને હિંદુ ભાઈઓ સહન ન કરી શક્યા, જોકે તેમાંના કેટલાક તો ચોરીથી

માસાહાર ડરતા પણ ન અચકાતા ! દુ:ખથી ખાનસાહેબે મને કહ્યું 'આ જોઈને મને ત્રાસ છૂટતો. આપણે આવી નાની નાની બાબતમાં એકબીજાની લાગણી સંભાળી લેતા ન શીખશું તો હિંદુમુસલમાન ઐક્ય કરતા તો યુગ જશે !'

ખાનસાહેબે પોતે તો પોતાના જીવનમાં આ સૂક્ષ્મ પ્રેમસૂત્ર વણી લીધેલું છે. ૧૯૩૪માં ખાનસાહેબને ત્યાં જ્યારે દેવદાસ મહેમાન હતા ત્યારે તેમના ઘરમાં બિલકુલ માંસ રંધાતું જ નહિ. આખું કુટુંબ દશ પંદર દિવસ માંસ વિના રહ્યું. જમનાલાલજીને ત્યાં જ્યારે તેઓ ત્રણ ચાર માસ મહેમાન રહ્યા ત્યારે એક બે વાર તેમની તબિયત લથડી. મુસલ્માન એક બે ડાક્તરોએ તેમને તપાસીને માંસાહારની સલાહ આપી. ગાંધીજીએ તેમને કહ્યું કે કોઈ મુસલમાન સજ્જનને ત્યાંથી માંસ પકાવીને મંગાવવાની મહેરબાનીથી વ્યવસ્થા થઈ શકશે. પણ તેઓ એકના બે ન થયા. ગમે તેવું હતું એ કેમ ન હોય જમનાલાલજીના જેવા વૈષ્ણવના ઘરમાં માંસાહાર ન જ થઈ શકે.

આજની કરુણ પરિસ્થિતિમાં હિંદુમુસલમાન ઐક્ય વિષે તેમને ઘણી વાર ક્ષણિક નિરાશા થાય છે. પણ એ ઐક્ય થવાનું છે એ વિષે એમને શંકા નથી. એને માટે ઘણું સહન કરવું પડશે અને બન્ને કોમના નેતાઓએ અંતિમ સીમા સુધી બલિદાનની તૈયારી કરવી પડશે એમ એઓ વારંવાર કહે છે. જ્યાં જાય છે ત્યાં બન્ને ભાઈઓ પોતાના વિચારો પોતાના ધર્મબંધુઓને સમજાવતા ચૂકતા નથી, અને ઘણી વાર એમને આને લીધે અળખામણા થવું પડે છે.

૧૯૩૪ના આખરના મહિનાઓમાં તેઓ હજારીબાગ જેલમાંથી છૂટી જમનાલાલજીના મહેમાન તરીકે વર્ધા રહેલા હતા. એ દરમિયાન તેઓ કેટલેક સ્થળે મુસાફરી કરવા ગયા હતા ત્યાં તેમણે હિંદુમુસલમાન ઐક્યના પ્રશ્ન સિવાય કશી વાત કરી ન હતી, અને અનેક મગજોમાં ઘર ઘાલી બેઠેલું વૈમનસ્ય મટાડવાનો સતત પ્રયત્ન કર્યો હતો. પોતાના પ્રવાસનું વર્ણન આપતાં એક વાર નાના ભાઈ કહે: "—— જ્યાએ અમે ગયા ત્યા અમને એક મોલવી મળવા આવ્યા હતા. હિંદુમુસ્લિમ ઐક્યની મિથ્યા વાતો શી કરો છો, એમ કહીને એમણે મને ઠપકો આપ્યો. મેં એમને સમજવાનો પ્રયત્ન કર્યો, એટલે એમણે મને સમજાવ્યું: 'આ શું પાણી વલોવો છો? એ બુતપરસ્તો (મૂર્તિપૂજકો) સાથે આપણો મેળ ન ખાય. એમની સાથે મેળ સાધવાની વાત કરવી એ મને તો ઇસ્લામની વિરુદ્ધ લાગે છે.' મેં એમની આંખ ઉઘાડવાનો પ્રયત્ન કર્યો. એમને કહ્યું 'એ બુતપરસ્તો છે, તો આપણે શું છીએ? આપણે કબરોને પૂજીએ છીએ તે શું છે? એ લોકો પણ એક જ ઈશ્વરને પૂજે છે તો એમને બુતપરસ્ત કહીને શા માટે નિંદવા? અને હિંદુમુસ્લિમ ઇત્તેહાદ (ઐક્ય) ન થાય તો તે તમે જે વાતો કરો છો એવી વાતોથી જ ન થાય. શુદ્ધ પ્રયત્ન કરીએ તો તે કદી મિથ્યા નથી થવાનો; માત્ર આપણાં દિલ સાફ હોવાં જોઈએ. જુઓ પેલાં ખેતરો. ત્યાં જે બીજ પડ્યાં છે તે તો આજે માટીમાં દબાયેલાં છે, એનું પરિણામ કશું દેખાતું નથી. પણ થોડા વખત પછી એમાંથી અંકુર ફૂટશે અને સમય થતા આખું ખેતર પાકથી ઊભરાશે. દરેક શુભ

કાર્યને વિષે શુભ પ્રયત્નનું એવું જ પરિણામ આવવાનું છે.'"

બીજે ઠેકાણે એક ઉર્દૂ છાપાનો મુસલમાન અધિપતિ એમને મળવા ગયો હતો. તેણે પણ લગભગ ફકીરની દલીલો કરી. એના શબ્દો કંઈક આ જાતના હતા: 'હિંદુઓનો વિશ્વાસ રાખવાની તમે વાત કરો છો પણ તમે શિવાજીની વાત ભૂલી જતા લાગો છો!'

મોટા ભાઈએ અધિપતિ સાહેબને જવાબ વાળ્યો: "એટલે શિવાજીને તો તમે ઓળખતા લાગો છો! વારુ, ત્યારે જુઓ, કોઈ હિંદુ આવીને કહે કે ઔરંગઝેબ કેવો હતો, મુસલમાનોનો વિશ્વાસ કરવામાં શો લાભ, તો તમે શું કહેશો? અરે ભાઈ, શિવાજીયે ગયા અને ઔરંગઝેબે ગયા, આજે તેમની શી વાત કરવી? આજે તો હું જીવું છું, તમે જીવો છો, મહાત્મા ગાંધી જીવે છે. મહાત્મા ગાંધીનો વિશ્વાસ થાય કે નહિ, કહો જોઈએ? જો એઓ વિશ્વાસપાત્ર હોય તો કશી ચિંતા નથી જો હું અને મારો ભાઈ વિશ્વાસપાત્ર હોઈએ તો હિંદુઓને કહી શકશું કે ચિંતા ન રાખશો કોઈ કોમના તમને પસંદ ન હોય તેવા નામો લઈને પછી તે ઉપરથી આખી કોમની વિશ્વાસપાત્રતા વિષે અનુમાન ન બાંધો કોમના સારામાં સારા પ્રતિનિધિથી જ કોમની કિંમત આંકો"

હરિજનસેવાની આપણી પ્રવૃત્તિથી કેટલાક ખ્રિસ્તીઓ અને મુસલમાનો ચિડાય છે. બન્ને ભાઈઓને એ પ્રવૃત્તિની કલ્યાણકારિતા વિષે શંકા જ નથી "મહાત્માજી, તમારી હરિજનપ્રવૃત્તિ વિષે પણ અમે ઠીક ઠીક ટીકા સાંભળી છે.

આપે ૧૯૩૨મા વડા પ્રધાનના કોમી ચુકાદા સામે ઉપવાસ કર્યા અને યેરવડાનો કરાર થયો તે વિષે પણ અમે ઘણી ટીકાઓ સાંભળી છે કેટલાક તો કહેતા કે ગાંધીજી પણ હવે કોમપરસ્ત થઈ ગયા આ ટીકા તદ્દન અયોગ્ય છે એમ અમે હમેશા માનતા આવ્યા છીએ અને એનો વિરોધ કર્યો છે. અમને તો આ આખી પ્રવૃત્તિ શુદ્ધ માનવદયાની લાગે છે. પોતાના જ ધર્મભાઈઓને અસ્પૃશ્ય ગણવા એ ક્યાંની વાત? અમને તો તમારો એ ઉપવાસ બહુ પસંદ પડેલો, અમે તમને લાંબો તાર પણ કર્યો હતો અને તેનો જવાબ પણ તમે આપેલો — જોકે એ જવાબ અમને મળતાં અનેક દહાડા થયેલા તે નોખી વાત છે!" એમ કહીને બન્ને ખડખડ હસ્યા બન્ને ભાઈઓનો તાર તો ગાંધીજીને આપી શકાયો, પણ ગાંધીજીનો જવાબ ભાઈઓને પહોંચાડતા પહેલા એના ઉપર અનેક સરકારોની જરૂર હતી એટલે દિવસો વીતે એમા શી નવાઈ!

પણ એ તો સહેજ વિષયાન્તર થયુ એમને ઉપવાસ ગમ્યો એટલુ જ નહિ, પણ બન્નેયે તે સમયથી માંસ છોડ્યું અને દોઢ બે વર્ષના બાકીના જેલવાસ દરમિયાન તેઓ માંસને કદી અડ્યા નહિ! જેલ બહાર પણ એમણે એ જ આદત રાખી છે, સિવાય કે બહાર જ્યારે તેઓ માંસાહારી કુટુંબમા મહેમાન હોય છે અથવા ક્યાં અચાનક જઈ ચડે છે અને એ જ આહાર હોય છે ત્યા તેઓ માંસાહાર કરી લે છે અબ્દુલ ગફ્ફારખાને તો છેલ્લા ઉપવાસ દરમિયાન ઉપવાસ કરેલો એટલુ જ નહિ, પણ ત્યારથી ચાનો પણ ત્યાગ કર્યો ત્યાગ અને સંયમ ઉપર

જ એમણે પોતાનું જીવન ઘડવાનો પ્રયત્ન કર્યો છે અને આવી રીતે જ્યારે જ્યારે પ્રસંગ મળ્યો છે ત્યારે ત્યારે તેમણે પોતાના ત્યાગમાં કાંઈક પ્રગતિ કર્યા કીધી છે. એક વાર મને કહે : 'ચાનો હું ભારે શોખીન હતો, ન મળે ત્યારે માથું દુખતું અને જ્યારે લેતો ત્યારે અનેક પ્યાલા લેતો, પણ અજબ વસ્તુ છે કે જ્યારે ૯ ઉપવાસ કરું છું ત્યારે એની તલબ જ નથી ઊઠતી. આ છેલ્લા ઉપવાસ દરમિયાન મેં એ જોયું કે તરત જ વિચાર થયો કે હવે એ છોડવી.' આ બધા સંયમોથી એમનું શરીર ઘસાયું છે અને મોટા ભાઈ ઘણી વાર કહે છે કે એઓ બધું વધારે પડતું કરી રહ્યા છે. મોટા ભાઈની ચિંતા સ્વાભાવિક છે, કારણ જેનું વજન એક વાર ૨૨૦ રતલ હતું તેનું વજન આજે ૧૬૦ હશે, અને ૬॥ ફીટ ઊંચાઈવાળા પઠાણનું આટલું વજન એ કાંઈ જ ન કહેવાય.

પણ આ વળી બીજું વિષયાન્તર થયું. ઇસ્લામનો અર્થ જ એમનો સંકુચિત નથી, અને ઇસ્લામની સેવાના ગર્ભમાં દેશની સેવા આવી જ જાય છે, એ વસ્તુ એમણે પોતાનાં અનેક ભાષણોમાં સ્પષ્ટ કરી છે. સન ૧૯૩૧થી મને એમનો પરિચય થયો. તે વેળા મેં એમનાં જે ભાષણો સાંભળ્યાં હતાં તેનો અને આજે ચાર વર્ષ પછીનાં ભાષણોનો ધ્વનિ એક જ છે. ૧૯૩૧માં બારડોલીમાં પ્રવાસ કરતાં એમણે મુસલમાનોને ઉદ્દેશીને જે શબ્દો ઉચ્ચારેલા તે મુસલમાનોએ હૃદયમાં કોતરી રાખવા જેવા છે :

"મહાસભાનું નામ સાંભળતાં મારા મુસલમાનભાઈઓ ચોંકે છે. શા સારુ ચોંકતા હશે? મહાસભાએ મુસલમાનોનું શું બગાડ્યું? મહાસભાના નિયમો જુઓ, બંધારણ જુઓ,

કાયદાકાનૂન જુઓ. એ મહાસભા હિંદુની છે એમ બતાવનારી એક પણ વાત એમાં દેખાય છે ખરી? મહાસભાનો હેતુ ગુલામ પ્રજાને મુક્ત કરવા સિવાય બીજો કાંઈ છે? મહાસભાનો હેતુ ભૂખ્યાંનાં પેટ ભરવાનો, નાગાંને ઢાંકવાનો અને પીડિત અને દલિતને ત્રાસમાંથી બચાવવા સિવાય બીજો છે? હવે મહમદ પેગંબર સાહેબનું જીવન જુઓ, ઇસ્લામની તવારીખ જુઓ. પેગંબર સાહેબનું જીવન મઝલૂમો (જેના ઉપર જુલમ થાય છે તેવા) ના રક્ષણને માટે, તેવાને છોડવવા માટે હતું; મઝલૂમોને મુક્ત કરવાને માટે, નાગાંને ઢાંકવા માટે, ભૂખ્યાનુ પેટ ભરવાને માટે રસૂલેખુદા પેદા થયા એને વિષે શંકા છે? ત્યારે મહાસભાનું કામ એ તો પેગંબર સાહેબના કામના જેવું છે. તેનો તિરસ્કાર શો? ઊલટા મુસલમાનોએ તો સ્વરાજની લડતને મોખરે રહેવુ જોઈએ.

"અને મુસલમાનો શુ લડતમાં ભાગ લઈને હિંદુઓ ઉપર પાડ કરે છે? કે હિંદુઓ મુસલમાનો ઉપર પાડ કરે છે? જરાય નહિ. સ્વરાજની ભૂખ મુસલમાનોને જેટલી છે તેટલી જ હિંદુઓને હોવી જોઈએ, જેટલી હિંદુઓને છે તેટલી મુસલમાનોને હોવી જોઈએ. અમલદારવર્ગ આપણને લડાવી મારે છે. અમને કહે છે કે હિંદુઓ સુશિક્ષિત છે, ધનવાન છે, રાષ્ટ્રીય ભાવનાવાળા છે; એ હિંદુઓ તમારી ઉપર ગજ કરશે એમનાથી ચેતો; તમને કહે છે કે આ અફઘાન બહાઉથી ચેતજો! એ લોકોને હું કહું છુ કે જિંદગી ગુલામીમાં જ કાઢવાની હોય તો દૂરના દુશ્મનની ગુલામી કરતાં આ નજીકના દુશ્મનની ગુલામી શું ખોટી?"

## ૭

# ખુદાઈ ખિદમતગારો

પૂરેપૂરી ત્રણ વર્ષની સજા ભોગવ્યા પછી ખાનસાહેબ તો પોતે જે કામ કરતા હતા તે જ કરવા લાગ્યા — રાષ્ટ્રીય શિક્ષણ સમાજસુધારો ઇત્યાદિ કામ તો જેલમા ગયા તે પહેલા તેઓ જે કરતા હતા તે જ કરવા માડ્યું, પણ દેશના બદલાયેના સંજોગોમા સરકારને તેમના કામનો ડર ન રહ્યો દર વર્ષે તેઓ મહાસભામા તો જતા જ, અને પ્રાતમા ફરીને લોકોને જાગૃત કરતા પણ આપણે ૧૯૩૦ સુધી તેમને જાણતા નહોતા, કારણ તેમની સાદાઈ અને તેમની મૂંગામૂંગા કામ કરવાની શક્તિને લઈને તેઓ બહુ છાપે ચડ્યા નહોતા ૧૯૨૧મા સ્થાપેલી આઝાદ શાળા તેમના કારાવાસ દરમ્યાન પણ બરોબર ચાલતી હતી અને ૧૯૩૨ સુધી એ સરસ રીતે ચાલી ૧૯૩૨મા તો દેશમા રાષ્ટ્રીય શિક્ષણમા કે બીજા કોઈ પણ પ્રદેશમા કામ કરનાર નાના મોટા કાર્યકર્તા કોણ સરકારની ખફાનજરથી બચ્યા હતા? એટલે એના બધા શિક્ષકો જેલમા ગયા અને

ગૂજરાત વિદ્યાપીઠની જેમ એ સંસ્થા પણ બંધ થઈ. પણ આ દસ વર્ષના ગાળા દરમિયાન જે પદાણો એમાં શિક્ષક અને શિષ્ય તરીકે કેળવાયા તેઓ જ ખાન અબદુલ ગફ્ફારખાનને એમના રચનાત્મક કામમાં મદદ કરનારા થઈ પડ્યા એ કાર્યકર્તાઓનું એક નાનકડું મંડળ આપોઆપ બની ગયું હતું, અને ૧૯૨૯માં એને સ્થાયી અને વ્યવસ્થિત સ્વરૂપ આપવાનું ખાનસાહેબને સૂઝતાં એ મંડળનું નામ 'ખુદાઈ ખિદમતગાર' બન્યું ખુદાના બંદાને મંડળનું બીજું નામ આપવાનું ન સૂઝ્યું ઇન્સાનની સેવા મારફતે જ ખુદાની ખિદમત કરનારાને આના કરતાં વધારે રૂડું નામ કયું જડે? જગતમાં જન્મીને જે વસ્તુ મનુષ્યમાત્રે કરવાની છે તે વસ્તુ કરનાર તરીકે પોતાને વર્ણવવામાં નથી અભિમાન કે નથી બડાઈ ખિદમત — સેવા — નામમાં જ બડાઈ નથી તો ખિદમતગાર — સેવક — નોકરમાં શેની બડાઈ હોય? સૈકાઓ પહેલાં મીરાબાઈ જેવી પ્રભુપ્રેમ દીવાનીએ ગિરિધારીલાલની ચાકર રહેવાની આર્ત વિનતિ કરી હતી ઇસ્લામમાં મોટામોટા પીર અને ઓલિયા પોતાને 'ફકીર' કહેવડાવવામાં અને 'ખાદીમ' કે 'બંદા' કહેવડાવવામાં ગૌરવ માનતા એવા જ આ જમાનાના આ ફકીરે પોતાના મંડળનું 'ખુદાઈ ખિદમતગાર' નામ આપ્યું આના કરતા વધારે આર્ય, સૂચક, જવાબદારીનું સતત ભાન કરાવનારું, અને નમ્રતાભરેલું બીજું કયું નામ હોઈ શકે?

આ મંડળનું કામ આરંભમાં કેવળ સમાજસુધારાનું હતું — પઠાણોને ચોરીડાકા કરવામાંથી માણસાઈમાં લાવવા

શરાબ જેવી આદતો છોડાવવી, લગ્નક્રિયા અને બીજી ક્રિયાઓનો ખર્ચ ઓછો કરાવવો ઇત્યાદિ ૧૯૨૯માં એ મંડળને વ્યવસ્થિત રૂપ અપાતા એની પ્રવૃત્તિ વધારે વ્યાપક બની અને મહાસભાની બધી પ્રવૃત્તિ એ એની પ્રવૃત્તિ થઈ ખુદાઈ ,ખિદમતગારો તે તો ખુદાઈ ખિદમતગારો જ રહ્યા, પણ તેમને વગોવનારાઓએ તેમને 'રેડશર્ટ' લાલ ડગલીવાળા નામ આપ્યુ લાલ ડગલીવાળા તર્ગીક રશિયાના બોલ્શેવિસ્ટો અને સામ્યવાદીઓ તો જગજાહેર હતા જ, આમને એ નામ સાથે જોડી દઈને નાહકના અળખામણા કરી દેવામા આવ્યા. રશિયામા લાલ ડગલી ખાસ પસંદ કરવામા આવી હતી લોહીની પિચકારીઓ ઉડાવતા એ લોકો ડરતા નથી એ વાત પણ એમાથી પ્રતીત થાય છે પણ આ ખુદાઈ ખિદમતગારની લાલ ડગલીઓ તો તેમની ગરીબીના ચિહ્ન સિવાય બીજુ કશુ ન હતુ એ લોકોનો પોશાક પ્રથમ તો સ્વચ્છ સફેદ ખાદીનો હતો પણ ગરીબ પઠાણો ખાદીને હમેશા ધોવાનો ખર્ચ ક્યાથી કાઢે? એટલે એને કોઈ મેલખાઉ રંગે રંગવાનો નિશ્ચય થયો અને ઘેરો ગેરુઓ રંગ જે ગમે ત્યા મળી શકે તે પસંદ કરવામાં આવ્યો ખાન ભાઈઓ મને કહેતા હતા કે મૂળ એક પઠાણ પોતાના ઘરમા જ પોતાના કપડા એ રંગે રંગીને આવ્યો તે સૌને રુચ્યો અને તે રંગનો લેબાસ સ્વીકારવામા આવ્યો પણ સરહદ ઉપરના અગ્રેજોને તો રશિયાનો ભડાઉ જ્યા ત્યા એટલો બધો દેખાતો હતો કે 'ખુદાઈ ખિદમતગારો' જેવુ મધુર નામ ન સમજી, અથવા સમજવાની દરકાર ન કરી, તેને 'લાલ ડગલીવાળાઓ'નુ તોછડુ નામ આપ્યુ.

૧૯૩૦મા મહાસભાનો કાર્યક્રમ—પરદેશી કાપડનો બહિષ્કાર, અને તેની દુકાનોની અને દારૂતાડીની દુકાનોની ચોકીનો મુખ્યત્વે હતો। દારૂના ઝાડો જાળવવા માટે અને કૅગ્રેસ મંડળની શાખા કરવાને માટે ખિદમતગારોને રોજ લશ્કરી રીતે ડ્રિલ કરાવવામા આવતી, લાંબી કૂચ કરાવવામા આવતી, અને લશ્કરી તાલીમ અપાતી લડાઈ જેના હાડેહાડમા છે એવી કદાવર કોમને લશ્કરી તાલીમ એ સ્વાભાવિક વસ્તુ હતી પણ ખાન અબ્દુલ ગફ્ફારખાને લશ્કરી તાલીમને અગે જે એક આવશ્યક વસ્તુ તેનો પ્રથમથી જ ત્યાગ કર્યો લાઠી સુધ્ધા કોઈ પણ પ્રકારના હથિયારોની મનાઈ હતી મંડળમા સ્વીકારવામા આવતા પહેલા તેમને નીચેની પ્રતિજ્ઞા લેવી પડતી હતી

૧ ખુદા, કોમ અને દેશની વફાદારી અને ખિદમતની,
૨ અહિંસાની
૩ પગાર વિનાની ખિદમતની,
૪ નિર્ભયતાની અને આત્મબલિદાનની
૫ વ્યસન વિનાના શુદ્ધ જીવનની

આ ખુદાઈ ખિદમતગારોની ૧૯૩૦થી ૧૯૩૩ સુધીની સાચી અને સંપૂર્ણ કથા આપવી, આજે તો, લગભગ અશક્ય છે એમની ઉપર ગુજરેલા ત્રાસની અનેક વાતો અનેક દ્વારે આપણે કાને આવી છે, અને તે પણ સરકારે કશી હકીકત બહાર ન આવવા દેવાના અથાગ પ્રયત્ન કર્યા છતા બહાર આવી છે બે ત્રણ વાર પ્રામાણિક અને નિષ્પક્ષ પરીક્ષા કરીને નિર્ણય આપનાર મંડળોએ સત્ય હકીકત બહાર પાડવાનો પ્રયત્ન કર્યો છે, પણ તેમણે બહાર

પાડેલા વજનદાર અને વિશ્વાસપાત્ર પુરાવાને હિંદુસ્તાનમા પ્રગટ થવા દેવામાં આવ્યા નથી સરકારે ખુદાઈ ખિદમતગારો અને તેમના નેતાઓને વિષે એક મોટુ તહોમતનામુ બહાર પાડ્યુ છે, પણ તેનો જવાબ આપવાની ન તેમને તક મળી, કે ન નિષ્પક્ષ તપાસ કરનારાઓને મળી

અને ૧૯૩૦ના એપ્રિલમા પેશાવરમા ભયાનક રમખાણ થયા તેની તપાસ કરવાને માટે શ્રી વિઠ્ઠલભાઈ પટેલની કમિટી મહાસભા તરફથી નિમાઈ હતી તેના સભ્યોને પંજાબની સરહદ પણ ન ઓળંગવા દેવામા આવ્યા તેમણે પંજાબમા સરહદના અનેક સાક્ષીઓ તપાસ્યા અને સરકારી સાક્ષીઓને પણ પુરાવો આપવાને નિમંત્રણ મોકલ્યા સરકારી અમલદારો તો ન જ આવ્યા, પણ પટેલ કમિટીનો રિપોર્ટ પણ સરકારે જપ્ત કર્યો ૧૯૩૧ની આખરે ખાન ભાઈઓ અને બીજા નેતાઓને પકડ્યા અને સરહદમા ઓર્ડિનન્સ જાહેર કર્યો તે વેળા ખુદાઈ ખિદમતગારો અને ખાન નેતાઓને વગોવનારુ એક મોટુ તહોમતનામુ બહાર પાડ્યું તેનો જવાબ આપવાને માટે તેઓ કે બીજા કોઈને તક આપવામા ન આવી એટલુ જ નહિ પણ કાંધર એલ્વિન સત્ય હકીકત બહાર પાડવાને માટે સરહદમા ગયા તેમને થોડા જ દિવસમા ત્યાંથી કાઢી કાઢવામા આવ્યા, અને તેમણે પ્રસિદ્ધ કરેલી નાનકડી પત્રિકા પણ સરકારે જપ્ત કરી આ પછી વિલાયતથી ફ્રેન્ડ્ઝ ઓફ ઇંડિયાનુ ડેપ્યુટેશન આવ્યુ, જેમા મિસ વિલ્કિન્સન (પાર્લામેંટની સભ્યા), મિ સોરેન્સ અને શ્રીકૃષ્ણ મેનન સભ્યો હતા તેમણે આખા દેશમા મુખ્ય મુખ્ય સ્થળોની

મુલાકાત લીધી, અને અમૂલ્ય માહિતી મેળવી. સરહદમાં તેમને જવાની બંધી કરવાની તો સરકારની હિંમત ન ચાલી, પણ તેમનો અતિશય મહત્ત્વનો અને નિષ્પક્ષ પુરાવા ઉપરથી તૈયાર કરવામાં આવેલો રિપોર્ટ હિંદુસ્તાનમાં ન પ્રગટ થઈ શક્યો. વિલાયતમાં પ્રસિદ્ધ થયો પણ વિલાયતના લોકોને એનો અભ્યાસ કરવાની ફુરસદ ક્યાંથી હોય ?

આ સંજોગોમાં બહુ વિગતમાં ઊતરવું ભાગ્યે જ યોગ્ય હોય. આપણી કથાને અંગે બહુ વિગતોમાં ઊતરવાની જરૂર પણ નથી અને સવિનય ભંગની લડત જ્યારે અનિશ્ચિત સમય સુધી મોકૂફ રહી છે ત્યારે જૂના ઇતિહાસનાં જાળાં ઉખેડવામાં બહુ રહસ્ય નથી. પણ થોડી હકીકતો વડી ધારાસભામાં ખુદાઈ ખિદમતગારના પ્રશ્નની ચર્ચા થઈ તેમાંથી બહાર આવી છે. તે આપવા જેવી ગણાય. મહાસભાની ઘણી શાખાઓ કાયદેસર ઠરી, પણ બંગાળની, મુંબઈની અને સંયુક્ત પ્રાંતની કેટલીક અને સરહદની ખુદાઈ ખિદમતગારોની બધી સંસ્થાઓ ગેરકાયદેસર જ રહી. ખુદાઈ ખિદમતગારોને કાયદેસર ઠરાવવાનો ઠરાવ શ્રી. બી. દાસે રજૂ કર્યો તેની ઉપર ઉપયોગી ચર્ચા થઈ અને કેટલીક જાણવા જેવી વિગતો પ્રગટ થઈ તે આ પ્રકરણમાં નોંધવા જેવી છે.

મરહૂમ મિ. શેરવાનીએ કેટલીક જાણવા જેવી વિગતો એવી રજૂ કરી કે તેનો સરકારી સભ્યો પણ ઇનકાર ન કરી શક્યા.

"શેરવાની: ૧૯મી એપ્રિલ ૧૯૩૦ને રોજ ખુદાઈ ખિદમતગારોનું મંડળ સ્થપાયું, કે તરત જ ખાન અબ્દુલ ગફ્ફારખાનને,

પકડીને નોશેરા લઈ જવામા આવ્યા, અને ફ્રંટિયર ક્રાઈમ્સ રેગ્યુલેશનની (જે કાયદો ચોરો, ડાકુ, ખૂનીઓ અને ધાડપાડુઓને માટે ઘડાયેલો છે તેની) ૪૦મી કલમની રૂએ ૩ વર્ષની તેમને સજા થઈ. કેસ ચલાવવાની વાત જ શી હોય? જામીન આપો અથવા જેલ જાઓ! આ પછી ને માસમા હાલના પરદેશી મંત્રીની (જેઓ તે વેળા ત્યા હતા તેમની) હાજરીમા સિપાઈઓની એક ટુકડી ઉતમાનઝાઈ મોકલવામા આવી, તેઓ ગામની આસપાસ ફરી વળ્યા અને તેને ઘેરો ઘાલ્યો લોકોને પોતાની હાજતે જતા પણ રોકવામા આવ્યા, અને ઢોરો પણ ચારાપાણી વિના ટળવળ્યા. ગામમા ખુદાઈ ખિદમતગારની ઓફિસ હતી તેનો કબજો લીધો, અને તેમા માળ ઉપર જે ખુદાઈ ખિદમતગારો બેઠા હતા તેમને ધક્કા દઈને નીચે હડસેલ્યા ઘણાના હાડકા, પાસળા અને પગના ચૂરેચૂરા થયા આ પછી પરદેશમંત્રીની હાજરીમા ઓફિસના મકાનને ફૂંકી મૂકવામા આવ્યુ પરદેશમંત્રી હાજર છે, અને તેમને હું કહું છુ કે આ વાત ખોટી હોય તો તે મારુ મો બંધ કરે. આ બધુ છતા કહેવાય છે કે ખુદાઈ ખિદમતગારોએ અહિંસાને છોડી મૂકી હતી એ ખુદાઈ ખિદમતગારોને ગેરકાયદેસર ઠરાવવા કે એમની ઉપર હુમલો કરનારાઓને?

"મિ મેટકાફ આ પ્રસગે સરકારી ફોજે જરૂર ખેદજનક મારફાડ કરી હતી. મારે એ કબૂલ કરવુ પડે છે એ બધાને માટે હું અતિશય દિલગીર છુ હું તરત ત્યા પહોચી ગયો હતો અને વધારે ખુનામરકી થતા અટકાવી હતી અને ઘવાયેલાની તરત જ સારવાર કરવાની મેં વ્યવસ્થા કરી હતી. આ બધુ ખેદજનક હતુ. પણ મારે જણાવવું જોઈએ કે ઓફિસમાથી માણસોને કાઢવાનો હુકમ આપવાને લીધે સિપાઈઓનું અપમાન કરવામા આવ્યું હતુ અને તેથી સિપાઈઓ ખિજાયા અને તેમણે ખુનામરકી કરી હું આ ઘટનાને માટે બહુ દિલગીર છુ, પણ મે એ ખુનામરકી કરાવી એમ કહેવુ એ તો તદ્દન ખોટુ છે.

"મરદૂમ શેરવાની: મેં એમને પોતાને આને માટે જવાબદાર નથી ગણ્યા. 'ફોજના સિપાઈઓએ ખુનામરકી કરી એટલું એઓ નામદાર કબૂલ કરે છે એથી મને સંતોષ છે. એક બીજી વાત પણ કહું કે જે અટકાવવાનો એમણે જરાય પ્રયત્ન ન કર્યો.' ખા અબ્દુલ ગફ્ફારખાનના ૧૨-૧૩ વર્ષના છોકરા ઉપર પણ એ સિપાઈએ હુમલો કર્યો હતો, પણ તેને એક પઠાણ પોલીસે વચ્ચે પડીને બચાવ્યો, અને પોલીસ બિચારો પોતે ઘવાયો."

[આ વાત મને ભાઈ અબદુલ વલીખાને પોતે કરી છે અને કંપારી છૂટે એવું બયાન મેં એમની પાસે સાંભળ્યું છે.]

"મિ. મેટકાફ: આ સાચું છે એમ કહેવાને હું તૈયાર નથી.

"મરદૂમ શેરવાની: તમે ભલેને ન તૈયાર હો, એ વાત સાચી છે. વળી થોડી હકીકતો આપું. જૂન માસમાં તમે તમારી ટુકડીઓ ગામડાંઓમાં મોકલી. એ ટુકડીઓએ ગામડાને ઘેરો ઘાલ્યો, લોકોને બહાર કાઢ્યા, અને ધગતા સૂરજના તડકામાં તેમને નાગા નાગા ઊભા રાખ્યા. આટલાથી સંતોષ ન માની, તેમણે આ બિચારાના ગળા ઉપર ભારે પથ્થર મૂક્યા અને તે ઉપાડીને એક ટેકરી ઉપર લઈ જવાનું કહ્યું, અને તમારા અમલદારોએ તેમને કહ્યું કે 'એ પથ્થરોથી તમારા આગેવાનની કબર ચણાશે.' આ તમારા સિપાઈઓની અહિંસા અને ખુદાઈ ખિદમતગારોની હિંસા!"

આની સામે સરકારી અમલદાર મિ. મેટકાફે પોતે ખુદાઈ ખિદમતગારો ઉપર કરેલા આરોપો જે મૂક્યા તે સરખાવી જુઓ. એની પાસે ઘણા દાખલા હતા પણ એમણે ત્રણ ખાસ ખાસ પસંદ કર્યા. આ રહ્યું તેમનું ભાષણ:

"મિ. મેટકાફ: હું તો ઘેણા ડૉ. ખાનસાહેબનો મિત્ર હતો, અને હજી પણ છું એવી આશા છે. મેં એમને સંદેશો મોકલ્યો.

કે તમે અને તમારા ભાઈ મને આવીને મળી જાઓ. પણ તેઓ ન આવ્યા. તેમણે મને જણાવ્યું કે અમે મળવા આવીએ તો અમારી સ્થિતિ ખરાબ થાય. એટલે પછી શું થાય? મેં એમની હિલચાલ તપાસવા માંડી. ખાન અબ્દુલ ગફ્ફારખાન આખા જિલ્લામાં ભાષણો કરતા ભટકતા હતા. એમાનું એકે ભાષણ વાંધા ભરેલું ન હતું એમ હું કબૂલ કરીશ. હું અત્યારે ૧૯૨૯ની આખર અને ૧૯૩૦ના આરંભની વાત કરું છું, ૧૯૩૧ની વાત નથી કરતો. પછી તો એણે દરેક ગામમાં કમિટીઓ ઊભી કરી, અને ખુદાઈ ખિદમતગારો (એના શબ્દોમાં) અને લાલ કુડતીઓ (અમારા શબ્દોમાં)ના મંડળ સ્થાપ્યાં, અને તેને પૂરેપૂરી લશ્કરી તાલીમ આપી. ૧૯૩૦ની સાલના આરંભના મહિનાઓમાં મને હમેશાં રિપોર્ટ મળ્યા કરતા કે પુષ્કળ માણસો, તેમના પોતાના જ નીમેલા યુનિફોર્મવાળા અમલદારો સાથે કૂચ કરે છે, પરેડ કરે છે અને સિપાઈઓની રીતે બધી ડ્રિલ કરે છે. મેં કશું પગલું ન લીધું, એવી આશા રાખીને કે એમાં કશું વાંધાભર્યું નથી અને એમાંથી ખુનામરકી તો નહિ જ ફાટે, પણ આ પછી જે બન્યું તે બતાવે છે કે મારી આશા વ્યર્થ હતી.

[આ પછી શું થયું એ તો આપણે ગેન્વાનીના ભાષણમાં જોઈ ગયા!]

"લાલ કુડતીઓવાળાની અહિંસાની તો શી વાત કરવી? એ તો અમે સારી પેઠે લશ્કરી કુમક એમની સામે મૂકીએ એટલે પરાણે અહિંસા પાળે. ઘણે પ્રસંગે કેવળ દયાની ખાતર જ સરકાર મોટી ટુકડી એટલા હેતુથી મોકલતી કે લાલ કુડતીવાળાઓને માથું ઊંચકવાની હિંમત જ ન આવે. પણ તેમની હિંસાના ઘણાય દાખલા છે જેમાંના ત્રણ મારી જાણની અંદરના છે તે અહીં આપું. મારી જાણનો એક વૃદ્ધ લંબરદાર હતો, ખાનસાહેબ હતો, તે લાલ કુડતીવાળાઓની મરજી વિરુદ્ધ પોતાના છોકરાને ચરસાડાની સરકારી નિશાળે મોકલતો હતો. લાલ કુડતીવાળાઓએ એને

પકડ્યો અને ચરસાડાના સરિયામ રસ્તા ઉપર એને ધૂળિયે ચલાવ્યો, કે જેથી સરકારી શાળામાં પોતાના છોકરાને મોકલવાની ખો ભૂલી જાય — એવાને તો જેટલું નીચું જોવરાવાય તેટલું ઓછું'

[આ દાખલો ગાજ્યો એટલે ડા. ખાનસાહેબે ઊભા થઈને તરત જ પૂછ્યું: આ સાચી વાત છે કે? મને આ ખાનસાહેબનું નામ તો આપો?]

"મિ. મેટકાફ: ખાનબહાદુર મુહમ્મદ ઉમરખાન, પેશાવરના"

"ડા. ખાનસાહેબ: તમને આ હકીકત કોણે કહી? તમારી નજરે જોયેલો આ દાખલો છે કે?

"મિ. મેટકાફ: ના

"ડા. ખાનસાહેબ: એ સાહેબ (ખા. બ. ઉમરખાન) સરહદમાં એક જબરા જુલ્મી તરીકે મશહૂર છે એ તમે જાણો છો? તમને કહું છું કે તમારા હૃદય ઉપર હાથ મૂકીને સાચો જવાબ દેજો

મિ. મેટકાફ: એ જુલ્મી છે એમ તો હું નથી જાણતો. મને આ વાત મુહમ્મદ ઉમરે નથી કરી. એ નજરે જોનાર બીજા એક માણસે એ વાત કહી હતી અને એ માણસને ન માનવાનું કશું કારણ નથી.'

[આ દાખલાની કેટલી કિંમત કરવી એ વાચક જાતે બીજે દાખલો લઈએ]

"મરદાન કેન્ટોનમેન્ટમાં એક સરસ પોલીસ અમલદાર હતો. એક વાર લાલ કુડતીવાળાઓની ટોળી કેન્ટોનમેન્ટમાંથી જવા માગતી હતી. એને ત્યાંથી શી રીતે જવા દેવાય? જો જવા દેવાય તો ત્યાં રમખાણ થાય. મિ. મરફી થોડા પોલીસ લઈને ગયા અને તેમને મર્દાનથી બહાર ત્રણ માઈલ દૂર એક ગામમાં આગળ અટકાવ્યા. લશ્કરી ટુકડી પણ હાજર રાખવામાં આવી હતી, પણ લશ્કરનો ઉપયોગ કરવામાં આવે તો લોહી રેડાય એટલે તે અટકાવવા

મિ. મરફીએ પોતે જ બધુ પતાવવાનો નિશ્ચય કર્યો લાલ ડગલી-વાળાઓને કહેવામાં આવ્યું કે તમે અર્ધાથી અમુક કલાકની અંદર જાઓ ઘણો સમય આપવામાં આવ્યો હતો, પણ બે કલાકને અંતે પણ તેમણે ખસવાની ના પાડી. એટલે મિ મરફીને એ લોકોની ઉપર 'ચાર્જ' કરવો પડ્યો આખી ટુકડીને મોખરે મિ. મરફી હતા, કશીએ મારઝૂડ કરવામાં આવી નહોતી. છતાં મિ. મરફી ટોળામાં પહોંચ્યા કે તરત જ તેને પકડીને પથ્થરે પથ્થરે મારી તેના પ્રાણ લેવામાં આવ્યા, એની રિવોલ્વર એની કેડેથી કાઢીને એની ઉપર જ વાપરવામા આવી લશ્કર તો ત્યાં હતું જ પણ આનો બદલો વાળવાનો કશો જ પ્રયત્ન ન થયો, અને બિલકુલ ગોળીબાર ન થયો. બધાં ટોળાં ત્યાથી હટી ગયાં ત્યારે એની લાશ મળી આવી આ વાત સાચી છે, કારણ મરનારની લાશને મેં જોઈ છે"

[મિ. મરફીની લાશ મિ મેટકાફે જોઈ હતી એ વાત સાચી, પણ એને કોણે માર્યો અને કયા સંજોગોમા માર્યો એના સાક્ષી મિ. મેટકાફ ન હતા ]

ત્રીજી હકીકત

"મિ મેટકાફ: એક વાર હુ શાબકદર જ્યા સરકારી ટુકડી ઉપર હુમલો થયો હતો ત્યા છાપાના પ્રતિનિધિઓ સાથે ગયો હતો. સરહદના કોન્સ્ટેબલોની એક લોરી રસ્તા ઉપર અમે જોઈ. એના ઉપર રાત્રે હુમલો થયો હતો હતો, એમા ત્રણ ચાર જણને મારી નાખવામા આવ્યા હતા અને લોરીને આગ લગાડવામા આવી હતી. પાસેના ગામના લાલ ડગલીવાળાઓની મદદથી આ થયુ હતુ.

"ડૉ ખાનસાહેબ: આનો કશો પુરાવો આપની પાસે છે ? ચરસાદા મોહમંદ સરહદમાં છે, એ સ્વતંત્ર મુલક છે, અને આ કૃત્ય સ્વતંત્ર મુલકના માણસોએ નહોતુ કર્યું અને લાલ ડગલીવાળા-ઓએ કર્યું હતુ એમ કહેવા માટે આપની પાસે શો પુરાવો છે ?

"મિ. મેટકાફ: લાલ ડગલીવાળાઓએ આ કૃત્ય કર્યું હતું એમ કહેવાનો મારો આશય ન હતો. એ તો સદા. અણવર્ધાની લોકો છે. એ લોકો જાતે કશામાં સપડાના નથી એમણે તો સરકારના દુશ્મનોને ખાવાપીવાનું અને મદદ પૂરી પાડી હતી. લાલ ડગલીવાળા મોખરે હતા એમ હું નહોતો કહેવા માગતો. એ એમની સામાન્ય રીતની વિરુદ્ધ છે.

"ડૉ. ખાનસાહેબ: આમાં આપ તમારી કલ્પનાના ઘોડા દોડાવી રહ્યા છો એમ હું આપને કહેવા ઇચ્છું છું.

"મિ. મેટકાફ: ના, જી. લાલ ડગલીવાળાઓ અનાજ પોઠ ઉપર લાદીને લઈ જતા પકડાયા હતા અને એ સાબિત પણ થયું છે.

"પં. ગોવિંદ વલ્લભ પંત: આ ઘટના ક્યારે બની?

"મિ. મેટકાફ: ૧૯૩૦માં."

[૧૯૩૦માં એટલે સરકારની સાથે ગાંધીજીની સુલેહ થઈ તે અગાઉ. એમાં લાલ ડગલીવાળાઓનો કેટલો ભાગ હતો એની કશી સાબિતી નથી. મિ. મર્ફીના ખૂન વિષે કેમ આવ્યો હતો — કેમમાં જે લોકોને સજા થઈ હતી, તેમાંના કોઈ 'લાલ ડગલીવાળા' નહોતા.]

આ ઉતારાઓમાં કાળા ટાઈપ મેં મુકાવ્યા છે. લશ્કરી ટુકડી એક અમલદારનું ખૂન થતું જોયા કરે એમ કહેનાર મિ. મેટકાફનું અગાઉનું એક વચન (મિ. શેરવાનીના જવાબમાં કહેલું) જુઓ કે સરકારનું અપમાન કરવામાં આવ્યું એટલે એ લોકોએ ખુનામરકી ચલાવેલી!! ૧૯૩૦થી ૧૯૩૪ના ડિસેંબર સુધીના દાખલા મિ. મેટકાફ પામે નહોતા, ૧૯૩૪ના ડિસેંબરનો એક દાખલો એઓ એક રિપોર્ટમાંથી ટાંકે છે, જે રિપોર્ટ વિષે કાંઈ વધારે માહિતી

તેમણે નથી આપી — સિવાય કે એ સરકારી રિપોર્ટ છે મિ મર્ફીના મરણને માટે ડા ખાનસાહેબે મિ મેટકાફના ભાષણ પછીના પોતાના ભાષણમા આ ઉદ્દગારો કાઢ્યા હતા "મિ મર્ફી મારા પોતાના અંગત મિત્ર હતા અને એમના મરણને માટે મારા કરતા કોઈને વધારે દિલગીરી ન જ થઈ હોય. એ ઘટના લડતના આરંભમા બનેલી, તે વેળાએ ત્યાના ટોળામા બહુ ખુદાઈ ખિદમતગારો ન હતા, એમા તો સરહદની ટોળીઓના જ માણસો હતા, છતા અમે સૌ એને માટે દિલગીર છીએ, હુ તો કહુ છુ કે દરેક ખુદાઈ ખિદમતગાર મિ મર્ફીના મરણ વિષે દિલગીર હતો, અને આજે પણ અમે દિલગીર છીએ"

આથી ઊલટુ ૧૯૩૨ની ઘટનાઓ લઈશુ તો આપણે જોઈએ છીએ કે ખુદાઈ ખિદમતગારોને અપમાનિત કરવાને કેવા પગલા લેવામા આવેલા ઇસ્પિતાલમા પડેલા ઘાયલોને પણ કેવી રીતે ભગાડવામા આવ્યા હતા, ૧૯૩૨ના ફેબ્રુઆરી મહિનામા જ્યારે લોર્ડ અર્વિનની સાથે ગાધીજીની મસલતો ચાલી રહી હતી ત્યારે ઉતમાનઝાઈના તદ્દન નિ શસ્ત્ર ટોળાઓ ઉપર, લશ્કરી અમલદારના મનાઈ હુકમ છતા, ગોળીબાર થયેલો અને તેમા બે આદમી મરણ પામ્યા હતા અને ત્રીસ જણ ઘાયલ થયા હતા

¹ હોમ મેમ્બર સર હેન્રી ક્રેકના ભાષણમા અંગ્રેજી વર્ણન સિવાય કશુ નહોતુ ૧૯૩૦ની આખરે બનેલી એક ઘટનાની એમણે વાત કરી છે તેથી કોઈ પઠાણને શરમાવા જેવુ હશે તો ઘણા પઠાણોને અભિમાન લેવા જેવુ પણ હતું એક શિકારે ગયેલી અગ્રેજ બાનુ ઘોડા પરથી પડી

અને તેનો પગ ભાંગ્યો. સર હેનરી ફ્રેક પોટ
"પાકા રસ્તાથી બે માઈલ દૂર આ કિસ્સો બન્યો. પંજાબ
લોકોની હમેશની મહેમાનગીરી અને ભલમનસાઈ અનુસા
લોકો મદદે નીકળી પડ્યા અને પેલી બાઈને ચારપાઈ (ખાટલા
પર નાંખીને લઈ જવા લાગ્યા. કાસિમ નામના ગામના એ
લાલ ડગલીવાળા નેતાએ એ લોકોને રોક્યા, પણ એ લોકે
તો, લાલ ડગલીવાળાઓની મશ્કરી અને હાંસી છતાં, ચાર
પાઈ ઉપર એ બાઈને યોગ્ય સ્થળે પહોંચાડી આવ્યા."

૧૯૩૦ના એપ્રિલના ઉપરના દાખલા ટાંક્યા છતાં
મિ. મેટકાફે પેશાવરમાં થયેલા રમખાણમાં એકે "લાલ
ડગલીવાળા"ઓનો હાથ નહોતો એમ તો સાફ કહ્યું છે,
સુલેમાન કમિટીએ પણ એકે "લાલ ડગલીવાળા"નો દોષ
કાઢ્યો નથી. ૧૯૩૦ના મે મહિનામાં તો ચીફ કમિશનરે
કાઢેલા જાહેરનામામાં ખુદાઈ ખિદમતગારોને માટે આ શબ્દો
નજરે પડે છે:

"કોંગ્રેસના લાલ ડગલીવાળા સ્વયંસેવકોને તમારે
તમારા ગામમાં આવતાં અટકાવવા જોઈએ. તેઓ પોતાને
ખુદાઈ ખિદમતગાર કહે છે, પણ તેઓ ખુદાના નોકરો
નથી પણ ગાંધીના નોકરો છે. તેઓ બોલ્શેવિક લોકોનો
પોશાક પહેરે છે, અને બોલ્શેવિકોના રાજ્યમાં જેવું વાતાવરણ
ઉત્પન્ન થયું છે તેવું જ વાતાવરણ આ લોકો અહીં ઉત્પન્ન
કરવાના છે." આમ ચીફ કમિશનરને તો કેવળ તેમના
પડાંમાં જ બોલ્શેવિઝમ જોવાનું મળ્યું હતું.

આ બધું જોતાં ખરી હકીકત કાયર એલ્વિનની
[illegible] એમ કહી શકાય. એઓ થોડા

અમલદારોને પણ મળ્યા હતા. આ અમલદારોની ફરિયાદોમાં ખુદાઈ ખિદમતગારોને માટે આકરામાં આકરા આરોપો માત્ર આ હતા: "(૧) કેટલાક પોલીસ અમલદારોનું અપમાન કરવામાં આવ્યું હતુ, અને તેમને ગાળો દેવામાં આવી હતી; (૨) તેમની ગાડીમાં કેટલીક વાર પથરા અને છાણ નાંખવામાં આવ્યું હતું; (૩) કોહાટમાં ગોળીબાર થયો તેનું કારણ લશ્કરી ટુકડી ઉપર નાંખવામાં આવેલા પથ્થર અને ઈંટો હતું.

પઠાણ જેવી તેજ પ્રજાએ આટલુ જ કર્યું અને આથી વધારે ન કર્યું એ જ બતાવે છે કે જેલમા પૂરેલા પ્રજાના નેતાઓએ અહિંસાનુ કેવુ વાતાવરણ ઉત્પન્ન કર્યું હતું. સાચી વાત એ છે કે પઠાણો કે ખુદાઈ ખિદમતગારોની સામે સરકારને બહુ કહેવાનુ નથી, પણ સરકારથી આબરૂનો ખોટો ખ્યાલ છોડી શકાતો નથી પોતાના લાંબા ભાષણને અંતે સર હેન્રી ક્રેકે કાઢેલા વચનમા આ એકરાર સ્પષ્ટ રીતે આવી જાય છે

"જો આ હિલચાલ પાછી તાજી થવાની તક આપવામા આવે તો પ્રાંતના લોકો અને સરહદ પારની ટોળીઓ તો એમ જ સમજે કે બ્રિટિશ રાજ નબળું પડી ગયું છે. આ ટોળીઓ સરકારની નબળાઈ માની લેવાને હમેશાં તૈયાર હોય છે, અને આવી નબળાઈ જરાય તેમના જોવામાં આવે કે તુરત જ તેઓ સમડીની માફક પોતાના શિકાર ઉપર તૂટી પડતાં ચૂકવાના નથી. આ જોખમ અમારે નથી ખેડવું, અને અમારે ખુદાઈ ખિદમતગારોને નથી સજીવન કરવા."

## ૮

# તહોમતનામાની તપાસ

હવે ખાનભાઈઓની ઉપર મુકાતા આરોપોની થોડી તપાસ કરીએ એટલું કહી દેવાની જરૂર છે કે ડૉ ખાનસાહેબ વિરે તો એકે ખાસ આરોપ મૂકવામા આવેલો જણાતો નથી — સિવાય કે એઓ પોતાના બળવાખોર નાના ભાઈના મોટા ભાઈ છે એ એમનો મોટો ગુનો ગણાય, પણ એ ઉપરાત કશું જ એમની સામે નથી કદાચ એટલા જ કારણસર એમની સામેનો મુકદમો દાખલ ન થવાનો મનાઈ હુકમ ૧૮૩૪ની આખરે ફરી તાજો ન કરવામા આવ્યો પણ નાના ભાઈ ખાન અબદુલ ગફ્ફાર ખાનની સામેનું તહોમતનામુ જરા તપાસીશુ

૧ "મિ ગાંધી ગોળમેજી પરિષદમા ગયા ત્યાર પછી અબદુલ ગફ્ફારખાન મહાસભાની કાર્યવાહક સમિતિની વિનતિથી મહાસભાની હિલચાલની આગેવાની લઈને જિલ્લાઓમા ખૂબ રખડ્યા"

એમણે એની સામેના મનાઈ હુકમોનો ઇનકાર કર્યો, ગામડાંમાં ફર્યાં, મસ્જિદમાં ધાર્મિક વાઝ કરવાને બહાને રાજકીય ભાષણો ઠોક્યાં.

૩. કર ન ભરવાની હિલચાલ ચલાવી અને સરકારી નહેરોનું પાણી ન લેવાનું લોકોને સમજાવ્યું.

૪. 'લાલ ડગલીવાળા'ઓની સંસ્થા એ "વિપ્લવકારી સંસ્થા છે, એનો હેતુ બ્રિટિશને હિંદુસ્તાનમાંથી બળજબરીથી હાંકી કાઢવાનો છે," અને ખાન અબ્દુલ ગફ્ફારખાન એ લોકોની મદદ વડે સરહદની પારની ટોળીઓને ઉશ્કેરી રહેલ છે.

૫ પેશાવરમાં ચાલતી મહાસભાની ચળવળની મોહમંદ પ્રદેશમાં તો અસર થઈ ચૂકી હતી

૬. ૧૯૩૧ના ડિસેમ્બરના વડા પ્રધાને કરેલું નિવેદન અને સરહદ પ્રાંતને આપવામાં આવેલા સુધારા સ્વીકારવાનો સરહદની પ્રાંતિક સમિતિએ ઇનકાર કર્યો હતો અને પૂર્ણ સ્વરાજની માગણી કરી હતી, અને બન્ને ભાઈઓએ ચીફ કમિશનરના દરબારમાં જવાના નિમંત્રણની અવગણના કરી હતી.

૭. અહિંસાની ઉપર ભાર મૂકવામાં આવતો હતો છતાં લોકોને કોઈ મોટી ઘટના બનનારી છે એમ સમજાવવામાં આવતું હતું, એને માટે એકત્ર થવાનું ઉત્તેજન આપવામાં આવતું હતું, અને લડાઈ પાછી જાગે તો તે માટે તૈયાર રહેવાનું કહેવામાં આવતું હતું

૮. ખાન અબ્દુલ ગફ્ફારખાને સુબેદને હમેશાં કાયમની નહિ પણ કામચલાઉ તરીકે ...

૯ મે-૨મા થયેલી એક પરિષદમા એમણે જાહેર કર્યું હતુ કે "હુ મહાસભામા જોડાયો છુ તે એટના માટે કે મહાસભાનો અને મારો હેતુ એક જ છે—તે એ કે હિંદુસ્તાનમાથી બ્રિટિશનો પગ કાઢવો"

૧૦ ખુદાઈ ખિદમતગારોએ કાયદો પોતાના હાથમા લઈને કેટલા ગુનાઓની માંડવાળ કરાવી હતી કેટલાક પુનાવા અપાતા રોક્યા હતા, અને ચુકાદા આપ્યા હતા

આમાથી પહેલો, છઠ્ઠો, આઠમો અને નવમો આરોપ તો ખાનસાહેબ પોતે કબૂલ કરશે અને એ ગુના કરનાર હિંદુસ્તાનમા એટલા એ જ એક નેતા છે અને બીજા કોઈ નથી એમ તો ભાગ્યે જ કહેવામા આવશે આ બધા નેતાઓ આજે છૂટા છે મહેસૂલ ન ભરવાની સલાહ એમણે અવશ્ય આપી હતી, પણ તે પણ કર ન ભરવાની હિલચાલને અગે નહિ, પણ તે કેવળ અમુક સજોગોમા, જેમની સ્થિતિ એવી બગડેલ હોય કે તેઓ કર ભરી જ ન શકે તેવાઓને તેઓ કર ન ભરવાની સલાહ ન આપે તો શુ કરે? તેમણે પોતે અને તેમના ભત્રીજાએ તો મહેસૂલ ભરી દીધુ હતું બીજો, ચોથા અને પાચમા આરોપ તદ્દન પાયા વિનાના છે જો એ સાચા હોય તો સરકાર ખાન સાહેબ ઉપર સામાન્ય કાયદા પ્રમાણે કામ ચલાવી શકતી હતી ખાનસાહેબ અનેક વાર જાહેર કરી ચૂક્યા છે કોઈ પણ પ્રકારની હિંસાની એમણે કદી સલાહ આપી નથી, કે ઉશ્કેરણી કરી નથી, અને દશમો આરોપ તો આરોપ નથી પણ પરોક્ષ સ્તુતિ છે એ આરોપ સાચો હોય તો તે એ બતાવે છે કે ખુદાઈ ખિદમતગાર મડળ બહુ વ્યવસ્થિત

હતુ, અને અદાલતોનો બહિષ્કાર કરી તેમણે કજિયા ભારી પેઠે ઓછા કર્યા હતા — જે બીજા પ્રાંતો કરવા ધારતા છતા કરી શક્યા નહોતા

નવમો આરોપ જરા વિગતવાર વિચારવા જેવો છે, કારણ જ્યારે ૧૯૩૧મા સુબેહના ભગને વિષે ચર્ચા કરવાને માટે ગાંધીજી હિંદુસ્તાન સરકારના ગૃહસચિવ (હોમ મેમ્બર)ને એક બે વાર મળ્યા ત્યારે ખાન અબદુલ ગફારખાનને છૂટા ન રાખવાના કારણ તરીકે ખાસ કરીને મેરઠનુ આ ભાષણ જ ટાંકવામા આવ્યુ હતુ બીજાં પણ એવા જ જાતના ભાષણોમાથી ઉતારા ટાકવામા આવ્યા હતા આ રહ્યા તે ઉતારા

'જો હુ (અકાળે) મરી ન જાઉં તો અંગ્રેજોને મારા દેશ ઉપર રાજ કરતા જરૂર અટકાવીશ અને મને લાગે છે ખુદાની મદદથી મારી એ નેમ પાર પડશે"

'લોકો ફરિયાદ કરે છે કે મે કોમને વેચીને કોંગ્રેસમા જોડાવામા મોટી ભૂલ કરી છે કોંગ્રેસ બ્રિટિશની વિરુદ્ધ કામ કરે છે બ્રિટિશ કોંગ્રેસના શત્રુ છે અને પઠાણના શત્રુ છે એટલે મે કોંગ્રેસને સાથ દીધો છે અને બ્રિટિશનો પગ કાઢવામા કોંગ્રેસનો અને મારો હેતુ એક જ છે ફિરંગીની ચાલબાજીથી આપણે છેતરાવુ ન જોઈએ'

"અમારા (એટલે ખુદાઈ ખિદમતગારોના) અને મહાસભાના બે હેતુ છે એક આપણા દેશને આઝાદ કરવાનો અને બીજો ભૂખ્યાને પેટપૂરતુ ખાવાનુ આપવાનો અને નાગાને ઢાંકવાનો"

ખાપરિયાની જેમ ખટકતી હતી, ખાસ કરીને સરહદના અમલદારો તો એથી અતિશય ચિડાયા હતા અને એ સુલેહનો ક્યારે અંત આવે તે માટે તેઓ તલમતા હતા. તેમનું દુ:ખ તો એ છે (ત્યારે હતું અને આજે પણ છે) કે સરકારના તરફથી ગમે તેટલો ત્રાસ ગુજર્યો છે તો પણ ખાન અને તેમના અનુયાયી ખુદાઈ ખિદમતગારો અહિંસા છોડીને ખુનામરકીમાં નથી ખેંચાયા. જો ખેંચાત તો તો તેમને મસળી નાંખતાં પાછું જોવાપણું ન રહેત. સરકારને ખટકતી વાત એ હતી કે બધા પઠાણો 'ગાંધીના ખિદમતગારો' થઈને બેઠા હતા, અને સરહદમા વળી 'સરહદના ગાંધી'નું નામ મેળવી બેઠેલા ખાનનો પડ્યો બોલ ઉઠાવવાને તૈયાર હતા.

૯

# અંગ્રેજો આટલું તો જાણી લે

પણ ગયા પ્રકરણમાં ટાંકેલા આરોપો તો હવે ત્રણ વર્ષ જૂના થયા. એ નાપાયાદાર આરોપોને માટે જાણે ત્રણ વર્ષની બેઇન્સાફ કેદ પૂરતી ન હોય તેમ ખાન ભાઈઓના એક હવે નવા મિત્ર જાગ્યા છે, અને તેમણે થોડા નવા આરોપો મૂક્યા છે અને બન્ને ભાઈઓને શરતી આઝાદી આપવાને માટે તેણે સરકારને ઠપકો દીધો છે. આ નવા મિત્ર તે સર માઇકેલ ઓડવાયર. સર માઇકેલની કારકિર્દીના આરંભના વર્ષો સરહદ પ્રાંતમાં ગયાં હતાં, એટલે તે સરહદ પ્રાંતને અને ખાન ભાઈઓને સરકારના કરતાં વધારે સારી રીતે જાણવાનો દાવો કરે છે. 'મૉર્નિંગ પોસ્ટ'માં લખેલા એક લેખમાં આ સાહેબ ખાન અબ્દુલ ગફ્ફારખાનને આ પ્રમાણે વર્ણવે છે: "પેલો સાહસી અફઘાન વિપ્લવવાદી અબ્દુલગફુરખાન (નામ પણ પૂરું નથી જાણતા) સરહદના ગાંધી તરીકે પ્રખ્યાત છે, જોકે એ જાહેર રીતે ગાંધીના અહિંસાના ધર્તિંગની ટેકડી કરે છે,

અને બ્રિટિશનો પગ હિંદુસ્તાનમાથી કાઢવાની પોતાની નેમ ખડેચોક જાહેર કરે છે અને સોવિયેટ ઢંગનુ એક કોમ્યુનિસ્ટ લોકતંત્ર રાજ સરહદ ઉપર સ્થાપવા માગે છે" આમ કહીને નામનીતિ અને કોમ્યુનિઝમની સાથે એમનું નામ એણે જોડ્યું છે અને પંજાબ અને સરહદમા ન જવા દેવાની શરતે પણ તેમને છોડવા માટે સરકારને સર માઇકેલે ટેકો આપ્યો છે આ બે ત્રણ વાક્યોમા ખરી રીતે સરકારના જૂના આરોપોની પુનરુક્તિ જ છે, માત્ર એના શબ્દે શબ્દે હલાહલ ભર્યું છે—જે હલાહલ રેડવાની કળામા સર માઇકેલ પ્રવીણ છે અને એ વાક્યોમા રહેલા આરોપનો પાયો એણે કેવા ઉટપટાગ ઉપર રચ્યો છે તે પણ જોવા જેવુ છે સર માઇકેલ કહે છે "અબ્દુલ ગફુર સરહદની પારની ટોળીઓની સાથે નિકટ સમ્બધમા છે, અને આપણા પગપૂર્વના અને હાલના દુશ્મન તુરંગઝાઈના હાજી, જેણે છેલ્લા વર્ષોમા અનેક વાર મોહમંદ, આફ્રિદી અને બીજી અનેક ટોળીઓને પેશાવર ઉપર હુમલો લાવવાને માટે ઉશ્કેરી છે, તે હાજીનો એ જમાઈ થાય છે'

આ પછી સર હેન્રી ક્રેકે આ એજવામ ભાષાને જરા સુધારવાનો પ્રયત્ન કર્યો છે ગમી ફેબ્રુઆરીના પોતાના વડી ધારાસભાના ભાષણમા તેઓ આ પ્રમાણે બોલ્યા હતા· "મારો કેસ એ છે કે ખાન અબ્દુલ ગફ્ફારખાને સરહદની પારની ટોળીઓને આપણી હકૂમતની સામે ઉશ્કેરી હતી તુરંગઝાઈના હાજીની સરદારી હેઠળ મોહમંદ લોકોની એક ટોળીને એણે ઉશ્કેરી હતી એ નામચીન ધમાલ હાજી ખાન અબ્દુલ ગફ્ફારખાનનો એક નિકટનો સગો થાય છે.

ખાને આ હાજીને ૭૦૦ માણસનું લશ્કર લઈને આવવાનું કહ્યું, તે આવ્યો અને એની સામે આપણે લશ્કરની એક ટુકડી મૂકવી પડી હતી સરકારની સાથે લડાઈ ચલાવી રહેલા. આફ્રિદી લોકોને પણ ઉશ્કેરીને એણે આપણા મુલક ઉપર હુમલો કરાવ્યો અને બીજી ટોળીઓમાં પણ એણે સારી પેઠે અશાંતિ ફેલાવી છે."

આ આરોપને આ પ્રકરણમાં જુદો તપાસ્યો છે, કારણ અંગ્રેજોને સામાન્ય રીતે કેવો ખોટો ઇતિહાસ ભણાવવામાં આવે છે એ મારે બતાવવું હતુ, અને ખાનસાહેબની અને તેમના કુટુંબની ખરી હકીકત મારે અહીં એકઠી કરવી હતી. આ આરોપ કેટલો જૂઠો છે એ જણાવવાને માટે થોડી હકીકત આપવાની જરૂર છે. પ્રથમ એટલુ કહી દઉં કે તુરંગઝાઈના હાજી નથી ખાનસાહેબના સગા કે નથી નિકટના સગા. હા, દુનિયામાં વસતો દરેક અંગ્રેજ બીજા અંગ્રેજનો સગો કહેવાય, તો ખાનસાહેબ અને હાજી એકબીજાના સગા કહેવાય, કારણ બન્ને પઠાણો છે. સર માઇકેલે હાજીને ખાનસાહેબનો સસરો બનાવ્યો એ તો બહુ બેહૂદી ભૂલ થઈ એટલે સર હેન્રી ક્રેકે એમાં સુધારો કરીને એને સગા તરીકે વર્ણવ્યો, અને બીજી કાલ્પનિક વિગતો પૂરીને જૂઠાણામાં રંગ પૂરી સુશોભિત કર્યું. ખાનસાહેબ અબદુલ ગફારખાનના સસરા તો રજ્જડના ખાન સુલતાન મહમદખાન હતા, જેઓ એક જે. પી. હતા અને જેઓ સરકારના એવા તો મદદનીશ હતા કે તેમની સેવાની બીજા કોઈના કરતાં સરકારને વધારે ખબર હશે. ત્યારે તુરંગઝાઈના હાજીને એકાએક ખાનસાહેબના સસરાની

અથવા નિકટના સગાની જગ્યાએ સ્થાપવાનું શું બહાનું મર માઇકેલ ઓડવાયરને અને મર હેન્રી ક્રેકને મળ્યું હશે? થોડી હકીકત આપું એટલે સમજાશે. હાજીનું ગામ તુરંગઝાઈ ખાન બહાદુરીઓના ગામ ઉતમાનઝાઈના પડખે જ આવેલું છે. હાજીએ ૧૯૧૧માં રાષ્ટ્રીય શિક્ષણનો ઝંડો ફરકાવેલો અને સમાજસુધારાને માટે આખા પ્રાંતમાં રાષ્ટ્રીય શાળાઓ સ્થાપવાનો જબરો પ્રયત્ન કરેલો. તે વેળા અબ્દુલ ગફ્ફારખાન માંડ વીસ વર્ષના હશે. કોમની સેવાની આ પ્રવૃત્તિમાં તેઓ સહેજે ખેંચાયેલા, અને હાજીના એક સાથી તરીકે કામ કરેલું. આ અરસામાં સર માઇકેલ સરહદ પ્રાંતમાં હશે એટલે હાજીને તો ઓળખે જ, વળી લડાઈમાં અને તે પછી હાજીનું નામ તો ઠીક ઠીક અળખામણું થયું હતું, એટલે હાજીના જૂના સાથીને સરકારના દુશ્મનની સાથે જોડવાનું સર માઇકેલને સહેલું પડ્યું, અને પછી સાથીને સસરા બનાવવામાં તો શી મુશ્કેલી પડે છે? સાદા સત્યને — ભલેને અસત્યથી — સુશોભિત કરીને લોકોની આગળ મૂકવું એ આજના વર્તમાનપત્રકારોને આવશ્યક લાગે છે, અને સર માઇકેલને વર્તમાનપત્રોમાં હિંદુસ્તાન વિષે ખોટાંખરાં ચર્ચાપત્રો અને લેખો લખવા ઉપરાંત બીજો ધંધો નથી

પણ ખૂબી તો એ છે કે ૧૯૧૧માં હાજીના જે સાથી હતા તેને આજે હાજીની સાથે કશો સંબંધ નથી, કારણકે હાજીની કારકિર્દી તો બહુ તોફાની થઈ ગઈ છે. ૧૯૧૫માં હાજીની બધી શાળાઓ સરકારે તોડી નાખી, અને હાજીનો પીછો પકડ્યો. ત્યારે હાજીએ ગામ છોડ્યું અને ભાગ્યો તે

પાછો આવ્યો જ નથી. ૧૯૧૯માં અફઘાનોની સાથે એ ભળેલ એમ આપણે તે કાળના છાપા ઉપરથી જાણીએ છીએ અને હિંદુસ્તાનમાંથી મુસલમાનો ખિલાફતને અંગે હિજરતે નીકળ્યા ત્યારે અફઘાનિસ્તાનને રસ્તે ખાન અબદુલ ગફ્ફારખાન હાજીને મળેલા ખરા, પણ ત્યાર પછી એટલે ૧૯૨૦–૨૧ પછી હાજીનું નામ કે નિશાન ખાનસાહેબે જાણ્યું નથી.

આટલું હાજીની સાથેના સંબંધ વિષે. હવે સરહદ પારની ટોળીઓને ઉશ્કેરવાનો આરોપ લઈએ. આ સરહદની પારના પ્રદેશને વિષે બે શબ્દો લખવાની જરૂર છે. સરહદ પ્રાંતનો બ્રિટિશ ભાગ એટલે હજારા, પેશાવર, કોહાટ, બન્નુ અને ડેરાઈસ્માઈલખાન એ આપણે પહેલા પ્રકરણમાં જોઈ ગયા. એ પાંચ જિલ્લાની આસપાસ આવેલો પહાડી પ્રદેશ એ આ ટોળીઓનો પ્રદેશ. આ પ્રદેશ બ્રિટિશ પ્રદેશના કરતાં લગભગ બમણો છે. એ જંગલી ટોળીઓ પણ પઠાણો જ છે અને બધા પઠાણોની ભાષા 'પુશ્તો' જ બોલે છે. આ સ્વતંત્ર કહેવાતો પ્રદેશ નામનો જ સ્વતંત્ર છે. બ્રિટિશ હિંદનો ગવર્નર એ આ ટોળીઓ ઉપર વાઇસરોયના એજન્ટ તરીકે સત્તા ભોગવે છે, વખતોવખત તેમને સજા કરવાને માટે ચડાઈઓ મોકલે છે, એ પણ આપણે જોયું. એ લોકોને વશ કરવાને માટે હવાઈ વિમાનોમાંથી બોંબો છોડે છે, છતાં એ લોકો વશ થતા નથી. જે વશ થાય છે તેમની મદદથી બીજાને વશ કરવાની બાજી ગોઠવાય છે, અને હિંદુસ્તાનના લશ્કરનો મોટો ભાગ આ ટોળીઓથી હિંદુસ્તાનનું રક્ષણ કરવાને બહાને સરહદ ઉપર ખડકવામાં આવ્યો છે. આ આફ્રિદીઓ, મોહમંદો વગેરે ટોળીઓ

જંગલી છે એ વાત સાચી, લૂંટફાટ, ખૂન વગેરેથી જીવે છે એ વાત પણ સાચી, પણ એક તરફથી એમને નથી સ્વતંત્ર રાખવામાં આવ્યા, તો બીજી તરફથી એમને વશ કરવાને માટે મારફાડ સિવાય બીજો એકે ઉપાય લેવામાં નથી આવ્યો. જંગલી છતાં આ ટોળીઓ એવકૂફ નથી. પોતાની પાસેના જ પ્રદેશમાં જે ચાલી રહ્યું છે તે તેમનાથી અજાણ્યુ નથી સરહદ પ્રાંતમાં સત્યાગ્રહ ચાલે, પોતાના જ જેવા કદાવર, પહાડ જેવા પઠાણો સિપાઈઓની લાઠીના માર હસતે મોઢે સહન કરે, નાગા કરવામા આવે તે સહન કરે, એ આ ટોળીઓને આ જમાનાના એક ચમત્કાર જેવુ લાગ્યુ આ લોકોને કેળવીને શાંત ટાવકું જીવન ગાળતા શીખવવાનો ખાન અબ્દુલ ગફ્ફારખાનનો પ્રયત્ન તો હતો જ સાથખંડ, બાન્નેર અને સ્વાતના લોકો તો ખાનસાહેબે ૧૯૨૧મા સ્થાપેલી 'આઝાદ શાળા'મા પોતાના બાળકો મોકલવા લાગ્યા જ હતા, અને તે વેળાથી આમાની કેટલીક ટોળીઓને બ્રિટિશ સરહદમાના પોતાના ભાઈઓના જેવા થવાના કોડ પેદા થયા હતા કેટલાક ખુદાઈ ખિદમતગાર મંડળમા પણ જોડાયા હતા અને છેલ્લી લડત દરમિયાન જેલ ગયા હતા, પણ ઉપર કહેલા ત્રણ ભાગો છોડીને બાકીના જંગલી લોકોમા ખાનસાહેબ કદી પહોચ્યા નથી. આ લોકો આજે પણ સરહદમા આવીને લૂંટફાટ કરે છે, આજે પણ જાનવરો ચોરી જાય છે, આજે પણ ગમે તેના પ્રાણ લે છે, અને આમ કરતા પઠાણ, હિંદુ કે અંગ્રેજ વચ્ચે જરાય ભેદ કરતા નથી આ ગુના કરતા એમને અટકાવી માણસાઈમા લાવવાનો ખાન અબ્દુલ ગફ્ફારખાનનો

મનો થ પણ અજાણ્યો કે છૂપો નથી પણ એ મનોરથ આજે તો એક સ્વપ્ન જેવો છે આ ટોળીમાથી કોઈ લોકો મ દદ ઓગ ગી બને આ તરફ આવતા હશે પણ ખાન સાહેબ તો સરહદની પાર જઈ શકતા નથી ૧૯૩૦ પછી એમણે કોઈ વાર જવાનો પ્રયત્ન પણ કર્યો નથી સન ૧૯૩૧મા ભાઈ દેવદાસ એમના મહેમાન હતા ત્યારે અટક પાસે આવેલા ચડધગ પુલનુ અસાધારણ દશ્ય જોવાને બન્ને ભાઈઓ દેવદાસને લઈ જવા ચાહતા હતા માલખડ એ ત્સીંદી દરમાથી થોડા રસ્તો જાય છે તે ઓગ ગીને આ પુલ ઉપર પહોચય છે અને પુલ ઉપર કેવળ આ દશ્ય જોવાને માટે જ જવુ છે એમ ખાનસાહેબે અને દેવદાસે પ વાનગી માગતા અમલદારોને સ્પષ્ટ કર્યુ હતુ પણ અગાઉ આની ઠીક ઠીક ખબર આપ્યા વિના એ રજા નહિ આપવામા આવે એમ એમને કહેવામા આવ્યુ આજે તો આ ટોળીઓ લૂટફાટ કરવાની ખાતર જ બ્રિટિશ સરહદમા આવે છે અને ખાન અબદુલ ગફફારખાનની પાસે અહિંસા શીખેલા પઠાણોને ઘણી વાર ખબર નથી પડતી કે આ ટોળીવાળાઓની સામે આત્મરક્ષણ માટે પણ બદૂક ઉઠાવાય કે નહિ ૧૯૩૪મા થોડા સમય ગાંધીજી પાસે ખાનસાહેબ હતા ત્યારે ખાનસાહેબ ગાંધીજીને પૂછતા હતા કે આવી રીતે પોતાના ઉપર કોઈ લુટારુ દુમનો કરે તો ખુદાઈ ખિદમતગાર પોતાનો બચાવ કરી શકે કે નહિ ખાનસાહેબે અહિંસાના મ ત્રની ઉપર જેટલો વિચાર કર્યો છે તે સમજવા જેટલી સાધન આડવાયર જેવાની શક્તિ વેરે પણ રાકા છે

“ગાંધીના અહિંસાના પ્રતિજ્ઞની એ ખુલ્લી રીતે ટેકડી કરે છે’ એ વાત કેટલી જૂઠી છે એ હિંદી વાચકોને બતાવવાપણું ન હોય પણ ખાનસાહેબના ૧૯૩૧માં કરેલા અને ૧૯૩૪માં કરેલા ભાષણોમાંથી કોઈ પણ લેશું તો એમનો અહિંસા માટેનો અનુરાગ આપણે સ્પષ્ટ જોઈ શકશું આ જ વિષયમાં ૧૯૩૧માં એમણે કાઢેલા કેટલાક ઉદ્‌ગાર હમેશાં નોંધી રાખવા જેવા છે પોતાના પઠાણ ભાઈઓની સાખ એમને ખબર છે બીજા પ્રાંતોના કરતાં સરહદમાં ખૂનના કિસ્સા વધારે બને છે એ પણ એઓ કબૂલ કરે છે, પણ આ કિસ્સા ઓછા થાય એટલા માટે જ, અને સરહદમાંથી ઝેરવેર અને ખુનામરકી નાબૂદ કરવાને માટે જ ખાનસાહેબે અહિંસાનો પ્રયોગ આદર્યો છે એ વિના આ કમનસીબ પ્રાંતને માટે શાંતિ નથી એમ એઓ જોઈ ગયા અને સત્યાગ્રહનો હિંદુસ્તાનમાં સાર્વત્રિક પ્રચાર થયો તે પહેલાં ખાનસાહેબ અહિંસાવાદી થયા ૧૯૩૧માં એમણે ઉચ્ચારેલા ઉદ્‌ગારો પાછળ રહેલી એમની સ્વચ્છ મનોદશા કોઈ પણ માણસને દેખાઈ આવ્યા વિના નહિ રહે

“અહિંસા મારે માટે સિદ્ધાંતની વાત થઈ પડી છે એમ કહું તો ચાલે ગાંધીજીની અહિંસા વિષે મને અગાઉ પણ વિશ્વાસ હતો પણ મારા પ્રાંતમાં આ અખતરો એટલો અસાધારણ રીતે ફળ્યો છે કે મને આ ઉપાય જ હિંસા નાબૂદ કરવાને માટે રામબાણ લાગે છે ઈન્શા અલ્લા મારો પ્રાંત મારા જીવતાં તો હિંસા ગ્રહણ નહિ કરે એવી ઉમેદ હું રાખું છું મારકાડ અને ખુનામરકીના કેવા માઠા પરિણામ આવે છે, અને એથી પઠાણનું નામ

કેવુ બદનામ થયુ છે એ અમે સૌ સારી રીતે સમજીએ છીએ. અમારા સ્વભાવમા એ વસ્તુ સારી પેઠે ભરેલી છે એટલે એ દૂર કરવાને માટે અમારે તો અહિંસાની લાંબી તાલીમની જરૂર છે પઠાણોની ઉપર પણ હિંસા કરતા નદબ્બત અને સબુરીની અસર વધારે થાય છે એનો સ્વભાવ એટલો બધો ભોળો છે કે પ્રેમથી એના હૃદયમા ઊતરીને તમે એને જહાનમમા પડવાનુ કહો તો એ પડશે પણ બળા કારે તમે એને જન્નતમા પણ નહિ લઈ જઈ શકો મહબ્બતની પઠાણ ઉપર અજબ અસર થાય છે પઠાણ અહિંસાનો મર્મ સમજે, જેમ બીજા તરફથી પોતે હિંસા નથી ચાહતો તેમ બીજા ઉપર પણ હિંસા એ ન કરે એટલી સીધી વાત એને હુ સમજાવવા માગુ છુ સભવ છે કે હુ તેમને ન સમજાવી શકુ, અને મારી મરજી વિરુદ્ધ પણ મારા પ્રાતમા ખુનામરકી ફાટી નીકળે તો હુ મારી હાર કબૂલ કરીશ અને કહીશ કે મારા નસીબમા ફતેહ ન હતી. પણ તેથી અહિંસા વિષે મારા વિશ્વાસમા તલમાત્ર પણ ફેર ન પડે એ ખાતરી રાખજો બીજા પ્રાતનો ભલે આના વિના આરો હોય, મારા પ્રાતનો તો આ વિના આરો નથી એ મને સ્પષ્ટ દીવા જેવુ ભાસે છે'

આટલુ વિવેચન કર્યા પછી હવે એ પઠાણ ભાઈઓને વિષે અને તેમના કુટુબ અને સગાવહાલા વિષે કેટલીક માહિતી આપીએ કે જેથી બન્નેના નામની અગ્રેજને ભડક ભાગી જાય નાના ખાન તા વિધુર છે પણ મોટા ખાનની પત્ની અગ્રેજ છે એ જણાવી ચૂક્યો ૧૯૩૦ પહેલા ખાનસાહેબનુ ઘર એ તો અમલદારો અને અગ્રેજોને મળવા હળવાનુ એક સ્થાન હતુ ગમે ત્યારે ત્યા આવીને એઓ મહેમાની મેળવે (જોકે આજે તો એ બગલો પણ પાણીના મૂલે સરકારે લઈ લીધો છે) આજના ગવર્નર કર્નલ સર નાર્ફ ગ્રિફિથની પત્ની ખાનસાહેબના પત્નીની

સાથે બહુ મહબ્બત રાખતી હતી અને એ ગવર્નર સાહેબ પણ અનેક વાર ડૉ. ખાનસાહેબના મહેમાન થઈ ચૂક્યા છે.

ડૉ. ખાનસાહેબનો સૌથી નાનો દીકરો તો લંડનમાં મેટ્રિકની પરીક્ષા પાસ કરીને હમણાં જ ઑક્સફર્ડમાં અભ્યાસ કરવા ગયો છે. એમની પોતાની અને અબદુલ ગફ્ફારખાનની દીકરી અહીં આવ્યા પહેલાં લંડનની પાસેની એક શાળામાં ભણતી હતી. એમનો સૌથી મોટો દીકરો સાદુલ્લાખાન વિલાયતમાં કેળવાયો હતો ત્યાંની એક પ્રસિદ્ધ ઇજનેરી કૉલેજમાથી તેણે પોતાની ડિગ્રી મેળવેલી છે, અને ૧૯૩૦નો સત્યાગ્રહ શરૂ થયો તેના થોડા દહાડા પહેલાં જ તેઓ વિલાયતથી આવ્યા. બીજા દીકરા ઓબેદુલ્લાખાન, જે ૭૮ દિવસના ઉપવાસ કરીને બહુ મશહૂર થઈ ચૂક્યા છે, તેઓ મદ્રાસની કૉલેજમા ચામડાં કેળવવાનુ કામ શીખીને વિલાયતમા આગળ અભ્યાસને માટે જવાના હતા, ત્યાં તેમને કર ન ભરવાને માટે પકડવામાં આવ્યા, અને ૧૯૩૦માં બીજાની જેમ એ પણ જેલમાં ગયા તે છેક ૧૯૩૩મા છૂટ્યા. ખાન અબદુલ ગફ્ફારખાનના સૌથી મોટા દીકરા અબદુલ ગનીખાન પણ વિલાયતમાં બે વર્ષ કેળવણી લઈને અમેરિકામાં ખાંડ બનાવતાં શીખી આવ્યા છે. હમણાં થોડા જ સમય ઉપર તો કવિવરના શાન્તિનિકેતનમાં એ હતા. ખાનસાહેબનો બીજો દીકરો દેહરાદુનમાં એક રિટાયર થયેલો અંગ્રેજ અમલદાર કર્નલ બ્રાઉન શાળા ચલાવે છે તેમા શીખ્યો છે અને હમણાં જ સિનિયર કેમ્બ્રિજની પરીક્ષામાં પાસ થયો છે. સૌની નાનો પણ હજી સુધી કર્નલ બ્રાઉનની શાળામાં જ શીખે છે.

રેવન્ડ વિગ્રમનુ નામ ! અગાઉ એક પ્રકરણમા આપી ગયા આ ભલા પાદરીના હાથ નીચે બન્ને ભાઈઓ ભણ્યા હતા, અને એ વાતને આજે ચાળીસ વર્ષ થયા તો પણ તેની સ્તુતિ કરતા તેઓ થાકતા નથી મોગ થના પછી શિક્ષ. મિત બન્યા અને મોગ ભાઈ વિલાયતમા ન ટ ગમસ હોસ્પિટલમા પણ દાખલ થઈ શક્યા તે રેવરડ વિગ્રમના નાતાને લીધે જ રેવન્ડ વિગ્રમના એક ભાઈ વિલાયતમા પ્રસિદ્ધ ડાક્ટર છે અને મોગ હોદ્દો ભોગવે છે તે ભાઈએ જ ડૉ ખાનસાહેબને સેટ ટોમસ હાસ્પિટલમા દાખલ કરાવ્યા હતા આઈ એમ એસ ખાતામા કેટલાય અગ્રેજ અમલદારો ડૉ ખાનસાહેબના મિત્રો છે અને આજે પણ કેટલાય જૂના અગ્રેજ મિત્રોના એમને પ્રેમભર્યાં કાગળો આવે છે

ડૉ ખાનસાહેબ પેશાવર ક્લબના સભ્ય છે આ ક્લબના બીજા હિંદી કોક જ હશે અને ઘણાખરા સભ્યો લશ્કરી અમલદારો છે વળી એઓ સ્કાઉટ કમિશનર પણ છે આજે આ બન્ને હોદ્દા ડાક્ટર ખાનસાહેબ ભોગવે છે કે નહિ તે કહેવુ મુશ્કેલ છે કારણ આપણી લડતના વર્ષોમા કદાચ એમને એ બન્ને સ્થાન માટે લાયક ન ગણવામા આવ્યા હોય એવો પૂરો સભવ છે મિ રૉબર્ટ બ્રાઉન નામના એક ખેતીવાડી ખાતાના અમલદારની તો બન્ને ભાઈઓની સાથે એવી મહબ્બત હતી કે પોતાની નોકરી ઉપરથી નિવૃત્ત થયા પછી તેઓ હમેશા પત્રવ્યવહાર રાખતા અને બન્ને ભાઈ જેલમા બેઠા છે એમ જાણ્યુ ત્યારે તેમણે તેમને જેલમાં કાગળ લખ્યો તેમા પોતાની મિત્રતાના

અને એ બીજાના મીઠા આતિથ્યના જૂના દિવસોની તેમણે યાદ કરી, અબદુલ ગફ્ફારખાન વિષે આ શબ્દો વાપર્યા હતા 'અબદુલ ગફ્ફારખાનના કરતા વધારે ઉદારચરિત અને પ્રેમળ સજ્જન મારા જોવામા આવ્યા નથી'

આ નાની નાની વિગતો એટલુ બતાવવા ટાકું છુ કે ગોરા લોકોની સાથે આટલો બધો વહેવાર રાખનાર અને પોતાના બાળકોને વિલાયતમા કેળવણી આપવાનો આગ્રહ રાખનાર ભાઈઓ 'અફઘાન ક્રાંતિકાર' અને 'સોવિયેટ પ્રજાતંત્ર સ્થાપનાર' હોવાનો સભવ ભાગ્યે જ હોય. એટલુ અહીં નોધી લઈએ કે મુસલમાનોમા જ એક ધર્માંધ વર્ગ એવો પડ્યો છે કે જેઓ ખાનભાઈઓની હિંદુમુસલમાન ઐક્યની હિમાયતની ઠેકડી કર્યા કરે છે એટલુ જ નહિ પણ તેઓ સાચા મુસલમાન નથી એમ બતાવવાના વારંવાર બહાના શોધે છે આ બહાનામા એક બહાનુ એ છે કે બન્ને ભાઈએ પોતાના છોકરાઓને વિલાયતમા કેળવણી આપવા મોકલ્યા છે

સોવિયેટ રાજ્ય સ્થાપવાની ઇચ્છાનો જે આરોપ એમના ઉપર મુકાય છે તે વિષે એટલુ કહેવાની જરૂર છે કે ખાનસાહેબના ભાષણોમાથી અનેક ઉતારા સરકારે પ્રસિદ્ધ કર્યા છે પણ એકે ઉતારામા સોવિયેટ પદ્ધતિ કે રશિયાનુ નામનિશાન જણાતુ નથી બોલ્શેવિઝમ શુ છે એ પણ એ બિચારા ભાગ્યે જ જાણતા હશે, ત્યા એ નવા ભૂતને હિંદુસ્તાનમા કે સરહદ પ્રાતમા દાખલ કરવાની એમની ઇચ્છાની વાત જ શી? એમને તો હિંદુસ્તાનના એક ભાગે જ્યારે સામ્રાજ્ય ચાલતું હતી, જ્યારે હિંદુસ્તાન દેશ બીજા

દેશોને આધીન નહોતો ત્યાંની સ્થિતિ, જો કોઈ દિવસ
લાવી શકાય તો લાવવી છે ઘણી વાર એઓ કહે છે
"અમારા પ્રાંતમાં ઘણાયે વણકરો છે પણ સૌનો ધંધો
રોજગાર ભાગી પડ્યો છે હવે અમારે ત્યાં રેંટિયા ચાલુ
થાય તો આ વણકરોને જિવાડી શકાય પણ રેંટિયાની
વાત કર્યે શું કામ આવે — જ્યાં સુધી હું પોતે કાંતતા
નથી શીખ્યો ત્યાં સુધી" આમ કહીને એક દિવસ
પોતે રેંટિયે બેસી ગયા અને કાંતવાનું શીખવા માંડ્યું ત્રણ
ચાર દિવસની અંદર તો સરસ વળદાર મજબૂત સૂતર તેઓ
કાંતવા લાગ્યા સોશ્યાલિઝમનો હમણાં પવન વાઈ રહ્યો છે
એટલે એમણે પણ એ વિષે ઠીક ઠીક સાહિત્ય જેલમાં
વાંચ્યું છે એક દિવસ મોરા ભાઈ કહે 'ગાંધીજીના
કરતાં વધારે સાચા સોશ્યાલિસ્ટને અમે તો નથી જાણતા
જો કોઈ બતાવો તો અમે તેમને પગે લાગશું' અબદુલ
ગફ્ફારખાન એક દિવસ મને કહેતા હતા "ખાન"
એટલે જમીનદાર સમજજોની! એ જમીનદારી બ્રિટિશ રાજે
પેદા કરી બ્રિટિશ આવ્યા એ પહેલાં એવું કાંઈ નહોતું
સરકારને પોતાના રાજ્યને માટે આધારસ્તંભો જોઈતા હતા
તે જમીનદારો બનાવીને ઊભા કર્યા આમ કહેવામાં મને
શરમ નથી કારણ એ ખરી વાત છે — જોકે મારા બાપ
દાદાને તો સરકારે સેંકડો એકર જમીનના ખાન બનાવ્યા
હતા અમારે ત્યાં બ્રિટિશ રાજ્યનો પાયો ૧૮૪૯માં
નખાયો અને ત્યાર પછીનાં ૨૫ વર્ષમાં આ જમીનદારીઓ
થઈ અને ખાનો બનાવવામાં આવ્યા ૧૮૪૯ પહેલાં તો
અમારે ત્યાં બધા ખાનોના જિરગા ભરાતા અને દરેક

ગામનાં ખેતરોની ગણતરી કરીને સૌને સરખાં ભાગ આવે એવી રીતે ચિઠ્ઠી નાંખવામાં આવતી. દર વીસ વર્ષે આવી રીતે ચિઠ્ઠી નંખાય. ખાન સૌનો વડો હતો એ સાચી વાત, પણ ખાનની પાસે બીજાઓના કરતાં વધારે જમીન નહોતી. સૌને ભાગે સરખી જમીન આવતી. માત્ર જુદી જુદી જમીનની માલિકી વીસ વીસ વર્ષે બદલાતી અને જેની ચિઠ્ઠીમાં જે જમીન આવે તે જમીન લઈને સૌ કોઈ સુખે બેસી જતા. આમ વસ્તીની વસ્તી એક ગામેથી બીજે ગામે ખસી જતી. આના કરતાં વધારે સારુ 'સોશ્યાલિઝમ' બીજું કયુ હોઈ શકે?"

*Vallabhjee Ramjee.*

१०

## આખું કુટુંબ કેદમાં

સત્યાગ્રહ યુદ્ધનો ઇતિહાસ હજી લખાયો નથી. પણ આટલી વાત તો સુવિદિત છે કે એમાં આખાં કુટુંબનાં કુટુંબ હોમાયાં હતાં. કોઈ ઠેકાણે બાપ, દીકરા, ભાઈઓ, તો ક્યાંક પતિપત્ની, તો ક્યાંક ભાઈ, બહેન, બનેવી એમ આખા કુટુંબમાં જ નહિ પણ સગાંવહાલાંઓમાં જે કોઈ જેલ જવા લાયક હોય તે સૌ જેલમાં જઈને બેઠાં હતાં. આ વાત સામાન્ય રીતે હિંદુ કુટુંબો વિષે કહી શકાય. બ્રિટિશ હિંદુસ્તાનમાં મુસલમાન કુટુંબો એવાં મારા જાણ્યામાં નથી. પણ સરહદ પ્રાંતનો ઇતિહાસ જુદો હતો. ત્યાં અનેક પઠાણ કુટુંબો, હિંદુ કુટુંબોની જેમ જ, હોમાયાં હતાં. એમાં સૌથી વધારે ધ્યાન ખેંચે એવું આ ભાઈઓનું કુટુંબ હતું.

૧૯૩૦–૩૧ના કરતાં ૧૯૩૧–૩૨ના વર્ષ વિષે આ કથન વિશેષે સાચું હતું. ૧૯૩૦માં સ્વેચ્છાએ જેલ જનારાઓ પુષ્કળ હતા, ઘણાને જેલમાં મોકલવાને સરકાર

તૈયાર નહોતી ૧૯૩૧-૩૨મા સરકારે જે વીણી વીણીને નાટ્કાર્યમા જેનો જરા પણ હિસ્સો હોય તેવાને જેલમા પૂર્યા હતા આના કારણોમા ઊતરવાનુ આ સ્થળ નથી ૧૯૩૧મા લૉર્ડ અર્વિન અને ગાધીજી વચ્ચે થયેલી સધિ કોણે તોડી એની ચર્ચા કરવા જઈએ તો અનેક પ્રશ્નો ઊભા સધિ દરમિયાન પણ કોઈ પ્રાતમા સરકારની વધારેમા વધારે મહેર વર્ષી હોય તો તે સરહદ પ્રાતમા હતી, એ જાણવા જેવી વાત છે સવિનય કાનૂનભગ તો બંધ હતો છતાય સેકડો માણસો, કોઈ ને કોઈ બહાને જેલમા પૂરવામા આવ્યા હતા મહેસૂલ ન ભરવાની લડત જેમ આપણે ત્યા નહોતી તેમ સરહદ પ્રાતમા પણ નહોતી પણ મહેસૂલ ભરવાને અશક્ત હોય તેવાને મહેસૂલ જાણીજોઈને ન ભરવા માટે પૂરવામા આવ્યા હતા ખાસ કરીને આ ગુનો કરનાર કોઈ ખુદાઈ ખિદમતગાર હોય તો તેને તો આવી જ બનતુ સેકડો દાખલામાથી માત્ર બે જ દાખલા નમૂના માટે ટાકીએ મઝુલ્લાખાન નામના એક જાણીતા ખાન અને ખુદાઈ ખિદમતગારને મહેસૂલ ન ભરવા માટે પકડવામા આવ્યા હતા કાચી જેલમાથી એમણે સરકારને અરજી કરી તેમા સ્પષ્ટ કર્યું કે મહેસૂલ આપવાની ઇચ્છા નથી એમ નથી પણ થોડી મુદ્દત આપવામાં આવે તો હુ પૂરેપૂરુ ભરી દેવાની કોશિશ કરીશ પણ ૨૦૦૦ રૂપિયાની રકમને માટે એમની એક મોટરગાડી, એક ટાગો, એક ઘોડો અને ત્રણ ભેસો પકડવામા આવ્યા એ ટૂલ્યા પછી એમના ખેતરના ઊભા પાક જપ્ત કરવામા આવ્યા અને આટલુ પૂરતુ ન હોય તેમ આખરે દોઢ લાખ રૂપિયાની એમની

જમીન જપ્ત કરવામાં આવી હતી. ડૉ. ખાનસાહેબના બીજા પુત્ર ઓબેદુલ્લાખાનનું નામ આપણે જાણીએ છીએ. એમના નામ ઉપર ચાલતી જમીનને અંગે એમની પાસે ઠીક ઠીક મહેસૂલ બાકી હતું. એમાંનો મોટો ભાગ એ ભરી ચૂક્યા હતા, પણ ૩૦૦ રૂપિયા બાકી હતા. આટલા માટે એમને પકડવામાં આવ્યા અને ચરસાડાની એક કાચી જેલમાં પૂરવામાં આવ્યા. કાચી જેલો કેવી હોય છે તેનો આપણે ત્યાં ઘણાને સારી રીતે અનુભવ મળેલો છે. ચરસાડાની કાચી જેલ એટલી તો ગંદકી અને બદબોથી ભરેલી હતી કે ઓબેદુલ્લાખાને ત્યાં કશું પણ અન્ન લેવાની સાફ ના પાડી. સજા તો એમને માત્ર દોઢ માસની હતી. આ દોઢ માસમાં ૩૮ દિવસ એમને ઉપવાસ કરવા પડ્યા ત્યારે સ્થિતિ બદલાઈ અને પછી બે દિવસમાં એમને છોડી દેવામાં આવ્યા. પોતાના પિતાની પાસે જઈને એમણે આ લાંબા ઉપવાસ પછીની સારવાર મેળવી. આને એક મહિનો ન થયો હશે ત્યાં તો પોતાને ગામે એ ગયેલ હશે ત્યાં ઑર્ડિનન્સ પ્રમાણે પકડવામાં આવ્યા!

સરહદ પ્રાંતમાં ઑર્ડિનન્સ ચાલુ કર્યા વિષે સરકારે જે જાહેરનામું બહાર પાડ્યું હતું તેમાં ખાનભાઈઓના ઉપર મૂકવામાં આવેલા આરોપોનો સાર મેં છઠ્ઠા પ્રકરણમાં આપેલો છે. ૨૩મી ડિસેંબરે ચીફ કમિશનરે દરબાર ભર્યો હતો તેમાં આ ભાઈઓને નિમંત્રણ હતું. એટલે ત્યાં સુધી તો બન્ને ભાઈઓ ગુનેગાર નહોતા એમ કહી શકાય. પણ દરબારમાં જવાની ના પાડી એટલે એઓ ગુનેગાર બન્યા. પોતાના પઠાણ ભાઈઓનાં ઠેર ઠેર જ્યાં અપમાનો

ચતાં હતાં અને ગમે તે બહાને જેલમાં પૂરવામાં આવતા હતા ત્યાં આ ભાઈઓને દરબારમાં બિરાજવું શરમ ભરેલું લાગ્યું. બસ; આટલી વાત ઑર્ડિનન્સ કાઢવા માટે પૂરતી થઈ પડી. દરબારમાં બન્ને ભાઈઓ ગયા હોત તો ઑર્ડિનન્સ ચાલુ ન થયાં હોત ખરાં કે?

અબદુલ ગફ્ફારખાન તો ૨૯મી ડિસેંબરને દિવસે ગાંધીજી વિલાયતથી પાછા ફરતા હતા તેમને મળવાને મુંબઈ જવાની તૈયારી કરી રહ્યા હતા. મોટા ભાઈને તો પંડિત જવાહરલાલ નેહરુનું નોતરું હતું કે નાતાલના દિવસો એમણે તેમની સાથે અલાહાબાદમાં ગાળવા પંડિત જવાહરલાલની સાથે ડૉ. ખાનસાહેબને વિલાયતમાં અભ્યાસ કરતા હતા ત્યારની ખૂબ મૈત્રી હતી. પણ સરકારે બન્ને ભાઈઓને માટે જુદા જ પ્રકારનો નાતાલ ગોઠવી રાખ્યો હતો. બન્ને ભાઈઓને ૨૪મીની રાત્રે પકડવામાં આવ્યા અને 'અટક બ્રિજ' ઉપર લઈ જવામાં આવ્યા. ડૉ. ખાન-સાહેબના દીકરા સાદુલ્લાખાન જે વિલાયતમાં પોતાનો અભ્યાસ પૂરો કરી તાજા જ હિંદુસ્તાન આવ્યા હતા અને સરહદ પ્રાંતની પ્રાંતિક સમિતિના મંત્રી બન્યા હતા તેમને પણ પકડવામાં આવ્યા અને બાપ અને કાકાની જ સ્પેશ્યલ ટ્રેનમાં બેસાડવામાં આવ્યા. ડૉ. ખાનસાહેબનાં પત્ની એ દિવસ આગળ ઉતમાનઝાઈ ગયાં હતાં, તેમને અને આખા કુટુંબને મધરાતે જગાડવામાં આવ્યાં, ઘર ખાલી કરવાનું કહેવામાં આવ્યું અને પોલીસને પૂરેપૂરી જડતી લેવા દો એવો હુકમ આપવામાં આવ્યો. બીજા દીકરા ઓબેદુલ્લાખાન, જેમના ઉપવાસ છૂટ્યે ભાગ્યે જ

મહિનો થયો હશે ત્યાં પકડવામાં આવ્યા. બાપશાહને એક સાથે પકડવામાં આવ્યા હતા છતાં બધાને જુદે જુદે ઠેકાણે લઈ જવાની સરકારે પેરવી કરી. જો ખાનસાહેબને તો જાણે પં. જવાહરલાલને મળવા જ લઈ ગયા હોય તેમ અલાહાબાદની નૈની જેલમાં મૂકવામાં આવ્યા. અબદુલ ગફારખાનને હજારીબાગ જેલ લઈ જવામાં આવ્યા અને સાદુલ્લાખાનને બનારસ જેલ લઈ જવામાં આવ્યા. બધાને આમ છૂટા છૂટા નાખવા વિષે છાપાઓમાં ટીકા ટીકા થઈ. તેને પરિણામે મોટા ભાઈને પણ હજારીબાગ જેલમાં લઈ જવામાં આવ્યા. ઓબેદુલ્લાખાનના કિસ્મતમાં કાંઈક જુદું જ લખેલું હતું. તેની વિગતોમાં ઊતરું તે પહેલાં એટલું કહી દઉં કે ધમામાન ડૉ. ખાનસાહેબની પત્નીઓ અને બન્ને ભાઈઓના સગીર બાળકો સિવાય કોઈ ન્હોતું ન હતું. એમની બે બહેનોએ પણ લડતમાં તો ભાગ લીધો હતો — જેમ હજારો પઠાણ બહેનોએ ભાગ લીધો હતો — પણ તેમને પકડવામાં આવી નહોતી. પણ આ બે બહેનોના દીકરાઓને પકડવામાં આવ્યા. તેમના બીજા સગાઓને પણ પકડવામાં આવ્યા અને આખરે ખુદાઈ ખિદમતગારોનો આખો સાળો વીંખવામાં આવ્યો.

અબદુલ ગફારખાનને ગાંધીજીને મળવા જવા દેવામાં આવ્યા હોત અને પંડિત જવાહરલાલને પણ મુંબઈ જતા રસ્તામાં પકડવામાં ન આવ્યા હોત તો છેલ્લાં ત્રણ વર્ષનો ઇતિહાસ કદાચ જુદો લખાયો હોત. જો અબદુલ ગફારખાનને અને જવાહરલાલજીને પકડ્યા છતાં પણ ગાંધીજીને મળવાની વાઇસરૉયે ના ન પાડી હોત તો પણ કદાચ

ઇતિહાસ જુદો લખાયો હોત. ગાંધીજીને તો મંધિને પાછી સજીવન કરવી હતી. જેલમાં ગયા પછી પણ થોડે દિવસે શાંતિભૂખ્યા ગાંધીજીએ કેદી તરીકે લૉર્ડ વિલિંગ્ડનને મળવાને માટે કાગળ લખેલો, પણ તેની પહોંચ પણ સ્વીકારવામાં ન આવી. આનુ કારણ કશું જ નહિ, કોઈ પણ રીતે આખી ચળવળને સરકારને છૂંદી નાખવી હતી, બહારવટિયાઓ સાથે ગસલત કરવી એ સરકારને હીણપત લાગતી હતી.

હવે ઘડીક વાર બહાદુર ઓબેદુલ્લાખાન તરફ વળીએ. ૩૮ દિવસના ઉપવાસથી એનુ નામ અળખામણું તો થયું જ હતું, એટલે એને ન એના પિતા સાથે રાખવામાં આવ્યા, ન ભાઈની સાથે રાખવામાં આવ્યા પહેલાં લુધિયાનાની, પછી મુલતાનની, અને પછી જેલ બહાર, ઠીક ઠીક હિલચાલ થયાને પરિણામે સિયાલકોટની જેલમાં એમને લઈ જવામાં આવ્યા. અહીં એમની તબિયત કાંઈક સુધરી, અને હવા પણ માફક આવવા લાગી પણ આ વાત સરકારને માફક ન આવી, એમના સખત વિરોધ છતા એમને પાછા મુલતાન જેલ લઈ જવામા આવ્યા. એટલે એમણે પોતાનું જૂનું શસ્ત્ર પાછુ ઉપયોગમાં આણ્યું. ૧૯૩૪ના ફેબ્રુઆરીની પહેલી તારીખે પોતાની તબિયતને માફક ન આવે એવી જગ્યાએ હઠપૂર્વક રાખવાની સામે એમણે ઉપવાસ માંડ્યા. આ યુદ્ધના ઇતિહાસમાં આ ઉપવાસની અવધિ અસાધારણ હતી. આખા દેશનું ધ્યાન એના તરફ ખેંચાયું, સભાઓ થઈ, પંડિત માલવિયાજી જેવાએ સરકાર ઉપર તારો કર્યા. કદી કદી બેભાન અવસ્થામાં ઓબેદુલ્લાના શરીરમાં બળ-જબરીથી ખોરાક પૂરવામાં આવતો, કદી કદી એની સામે

પણ એમનું કૃશ થયેલું શરીર મક્કમ વિરોધ કરતું. ૭૮ દિવસ ઉપવાસ ચાલ્યા. આખરે સરકાર હારી અને આ પહાડ જેવા પઠાણની પ્રખર પ્રતિજ્ઞા ફળી. આટલા ઉપવાસથી ન એમના શરીરને કે મનને આંચ આવી. ૭૮ દિવસને અંતે સરકારે એમને પાછા સિયાલકોટ જેલમાં ખસેડ્યા ત્યાં એ ૧૮મી ઑગસ્ટ સુધી રહ્યા.

ઓબેદુલ્લાનો દાખલો ઇતિહાસે નોંધવા જેવો છે, પણ એનુ અનુકરણ મહત્ત્વનું નથી, યોગ્ય પણ નથી. શુદ્ધ સત્યાગ્રહની કસોટીએ એ ચડી શકે એમ નથી. જો ઉપવાસ પહેલાં એમણે ગાંધીજીની સલાહ માગી હોત તો ગાંધીજીએ એમને ઉપવાસ ન કરવા દીધા હોત. પણ એમણે તો પોતાને ભાસ્યું તે સત્યનું પાલન કર્યું, અને તેનાં પરિણામ સહન કરી લેવાની એમની પૂરેપૂરી તૈયારી હતી. એમની અસાધારણ હિંમતનાં તો કોઈ મુક્ત કંઠે વખાણ કરશે.

ડૉ. ખાનસાહેબ ઘણી વાર પોતાના આ પુત્રની વાત કરે છે અને કહે છે: 'એની હિંમત અને સાહસની જોડી મળવી કઠણ છે.' પણ બાપકાકાની હિંમત દીકરાની હિંમતની પાસે બેસે એવી હતી. બન્ને ભાઈઓને તો હઝારીબાગ જેલમાં વર્તમાનપત્ર દ્વારા ઓબેદુલ્લાખાનના ઉપવાસની ખબર મળતી. કદાચ એમણે માગણી કરી હોત તો સરકાર એમને 'પેરોલ' (વચન) ઉપર દીકરાને જોવા જવા દેત, કદાચ કેદી તરીકે પણ મળવા દેત. પણ ન એમણે એકે પ્રકારની માગણી કરી, ન એમણે સરકાર પાસે દીકરાની ખબર પુછાવી, ન કાગળ લખ્યા, ન બીજાઓ પાસે કાગળ મંગાવ્યા. એઓ તો બહાદુર દીકરાને ખુદાને સોંપીને બેઠા

હતા. આખરે જ્યારે એમને લાગ્યું કે હવે અંતકાળ આવી રહ્યો છે, હવે ઓબેદુલ્લાનું શરીર મરણ સામે વધારે ટક્કર નહિ ઝીલે ત્યારે તેમણે દીકરાને ક્યાં દફન કરવો અને કેવી રીતે દફન કરવો એ વિષે સૂચના લખી કાઢી અને સરકારને મોકલવાનો વિચાર કર્યો. આ સૂચનાનો કાગળ મોકલાયાના બે ત્રણ દિવસની અંદર જ ખબર આવ્યા કે ઓબેદુલ્લાખાનના ઉપવાસ છૂટ્યા છે અને એમને સિયાલકોટ જેલમાં લઈ જવામાં આવ્યા છે.

આ રોમાંચક કથા સાંભળીને કોની આંખ ભીની થયા વિના રહે? પણ વીર પિતા વીર પુત્રની વાત કરતાં કરતાં હસતા હતા, એમના વર્ણનમાં લેશમાત્ર રોષ નહોતો, તિરસ્કાર નહોતો, ઊલટા વીરોચિત રીતે એમણે શત્રુને તેના દાનાપણાને માટે ધન્યવાદ આપ્યો: "આ સરકારને વિષે એક વસ્તુ કહ્યા વિના ચાલે એમ નથી. ઉપવાસ છૂટ્યા પછી એમણે ઓબેદુલ્લાને સાજો કરવામાં જરાય કમી ન રાખી. આવા ઉપવાસ પછી જો એની બરોબર સારવાર ન કરવામાં આવી હોત અને યોગ્ય ખોરાક ન આપવામાં આવ્યો હોત તો એને અમે ખોઈ બેઠા હોત. સરકારે એને તાવ્યો ખરો પણ જિવાડ્યો પણ ખરો."

ડૉ. ખાનસાહેબના સૌથી નાના દીકરાને વિષે એક લીટી લખીને આ પ્રકરણ પૂરું કરીશું. હિદાયતુલ્લાખાન મુંબઈની ગ્રાંટ મેડિકલ કૉલેજમાં વિદ્યાર્થી હતા. રજાના દિવસો ઘેર ગાળવાને માટે એ ઉતમાનઝાઈ ગયા હતા. એમણે તો લડતમાં નામનો પણ ભાગ લીધો ન હતો, અને રજા પૂરી થયે એમને કૉલેજમાં પાછા જવું હતું. પણ એમને પણ ઑર્ડિનન્સ લાગુ પડ્યું અને ૭ માસની જેલ ભોગવવી પડી.

To Vallabhbhai Ramjee.

## ૧૧

## ખુદાના બંદા

આ વીર પુરુષો આજે રાજ્યના શત્રુઓમાં ગણાય છે. શાસન ચલાવનારને વીરતા સહન કરવી પોસાતી નથી. જો સહન કરે તો વીરોને જ શા સારુ શાસન ન સોંપે? પ્રજા તો એવા વીરોનું અનુકરણ ભલે ન કરે પૂજા તો કરે જ છે. વીરપૂજા એ પ્રજાના વિકાસનું સાધન છે.

પણ આ ભાઈઓ પ્રજાના હૃદયમાં વિરાજે છે એનું કારણ કેવળ વીરતા જ નથી, પણ તેમના શુદ્ધ, સાદા, ત્યાગી જીવન છે. ભારત અનાદિ કાળથી વીરતા કરતાંયે પવિત્ર ત્યાગને વધારે પૂજતો આવ્યો છે, અથવા પવિત્ર ત્યાગમાં ભારતે વધારેમાં વધારે વીરતા જોઈ છે.

૧૯૩૧માં ખાન અબ્દુલ ગફ્ફારખાન જ્યારે સરદાર વલ્લભભાઈને મળવા બારડોલી આવ્યા ત્યારે સ્ટેશન ઉપર એમને લેવા ગયેલા અમે એમને સેકંડ ક્લાસમાં શોધતાં થાક્યા ખાનસાહેબ તો એક નાનકડી સરખી 'બૅગ'

બગનમા મારી ટિકિટ બતાવતા દરવાજા આગળ ઊભા હતા ઘેર જતા અમે જોયુ કે આ ' બેગ 'મા એમના રોજ બદલવાના બે કપડા અને એક ટાઇમટેબલ હતા એમનામા આટલી બધી સાદાઈ જોવાની અમે આશા નહોતી રાખી કરાચીમા જ્યારે બેંડ વગાડતા ખુદાઈ ખિદમતગારોની સાથે એઓ ગાંધીજીના મુકામે આવતા ત્યારે અમે એમને કાઈક દમામ અને રુઆબનો શોખ હશે એવી કાંઈક કલ્પના કરી હતી પણ ખાનસાહેબ તો તદ્દન ફકીર છે એમ અમે જોયુ પઠાણ શબ્દનો અર્થ પણ માલમત્તા ધરાવનાર જમીનદાર, ગામનો આગેવાન અને પટેલ થાય છે જેને આવી મત્તા કે સત્તા હોતી નથી તેને પુશ્તોમા આથી ઊલટી સંજ્ઞા ' ફકીર 'ની આપવામા આવે છે હજારો એકરની મિલકતવાળા અબ્દુલ ગફ્ફારખાન પોતાની માલમિલકતની દરકાર કર્યા વિના સ્વાતંત્ર્યના યુદ્ધમા સર્વસ્વનુ બલિદાન આપીને સ્વેચ્છાએ ફકીર બન્યા છે ગરીબમા ગરીબ પઠાણોની વચમા બેઠેલા અબ્દુલ ગફ્ફારખાનને શોધી કાઢવા મુશ્કેલ પડે પણ આ સાદાઈની સાથે એમના જીવનની પારદર્શી સાધુતા અને અપાર નિરભિમાન એ એમને પૂજ્યપાત્ર બનાવે છે અમીરના કુટુબમા જન્મીને એમણે સ્વભાવની અમીરી મેળવી છે, પણ સ્વેચ્છાએ ફકીરી લઈને આખુ જીવન, અને તમામ રહેણીકરણી એમણે ગરીબના જેવી કરી મૂકી છે પોતાના આખા પ્રાતમા માઈલોના માઈલો એમણે પગ-પાળા મુસાફરી કરી છે, સામાન્ય ગરીબ લોકોની ધર્મ-શાળાઓમા સૂતા છે અને ગરીબનો જાડો લૂખો રોટલો ખાઈને સતોષ માન્યો છે આને લીધે હજારો એમનો

પઠાણો જીવ ઉડાવવાને તૈયાર હોય છે, હજારો એમની સાથે ખુવાર થયા છે.

આ જાતની વફાદારીની પાછળ એમની પોતાની અજબ વફાદારીની શક્તિ રહેલી છે. "હું તો સિપાઈ છું, હુકમ ઉઠાવવાનું મારું કામ છે, અને સિપાઈગીરી કરતાં જ મારાં હાડ પડે એમ હું માગું છું," આ વચનો એમને મુખેથી અનેક વાર સાંભળ્યાં છે. ૧૯૩૪ની મુંબઈની મહાસભાનું પ્રમુખપદ એમને આપવાને માટે બહુ માગણી થઈ ત્યારે પણ એમણે આ જ શબ્દો ઉચ્ચાર્યાં અને બે વાર એમણે એમનું નામ સૂચવનારાઓને સખત શબ્દોમાં ચેતવ્યા. જે નેતાપણામાં દંભ છે, દમામ છે, દેખાવ છે એ નેતાપણાની એમને સૂગ છે. નેતા એટલે મોટામાં મોટો સેવક એ ગાંધીજીની વ્યાખ્યાને એઓ અક્ષરશઃ માને છે, અને એને લીધે જ એ સિપાઈને હજારો સિપાઈઓ સહેજે મળી રહે છે. એમના એ ગુણોનો સરકારને વધારેમાં વધારે ડર છે, અને એને લીધે જ સરકારે ૧૯૨૧થી તે આજ સુધીમાં એમને આઠ નવ વર્ષ એમના લોકોથી દૂર રાખ્યા છે.

બ્રિટિશ અમલદારોની ભેદનીતિ જોવાના એમને આખી જિંદગી એટલા બધા પ્રસંગો આવ્યા છે કે એઓ સામાન્ય રીતે બ્રિટિશ અમલદારના તરફ વહેમની નજરે જ જુએ છે, અને તેના શબ્દ ઉપર એમને સહેજે વિશ્વાસ નથી બેસતો. લૉર્ડ ચેમ્સફર્ડના ખાનગી મંત્રી મિ. જૉન મેફીને ગાંધીજીની સાથે બહુ સારો સંબંધ હતો, અને તેણે પોતાની ખાનદાનીની હમેશાં ગાંધીજીની ઉપર છાપ પાડી હતી. એ જ સાહેબ

સર જોન મેફી તરીકે સરહદ પ્રાંતના ચીફ કમિશનર થઈને ગયા ત્યારે ખાનસાહેબના કુટુંબની સાથે ઘરોબો છતાં અબ્દુલ ગફ્ફારખાન ઉપર બહુ સારી છાપ ન પાડી શક્યા એટલે ખાનસાહેબ અનેક વાર ગાંધીજીની આગળ મેફી સાહેબની વાત કરતાં એમનો ઉલ્લેખ કટાક્ષમાં 'તમારા મિત્ર મેફી' કહીને કરે છે, અને અમને ખડખડ હસાવે છે પણ એમના અંતરમાં અમલદારો માટે કે અંગ્રેજો માટે જરાય વૈરભાવ નથી અને અંગ્રેજ પ્રજા તરફ રાખવાના આપણા વર્તન વિષે ગાંધીજીના શબ્દેશબ્દ સ્વીકારતાં એમને સંકોચ ન થાય ડૉક્ટર ખાનસાહેબના અનેક અમલદાર મિત્રો એમના પણ મિત્રો છે, અને આજના ગવર્નર, જેઓ એમને ઘેર અનેક વાર મહેમાન થઈ ચૂક્યા છે અને આખા કુટુંબને સારી રીતે જાણે છે તેઓ બન્ને ભાઈઓને વિષે અનેક જૂઠાણાં ફેલાવા દઈ શકે છે એ એમને મોટી અજાયબીની વાત છે

પણ એમના જીવનની સૌથી મહત્ત્વની વસ્તુ કહીએ તો તે એમની ધર્મનિષ્ઠા છે, અને એ ધર્મનિષ્ઠામાં જ એમના બધા ગુણો આવી જાય છે ધર્મનિષ્ઠા એટલે અલ્લાને સમર્પણ કરીને પ્રત્યેક કાર્ય કરવું એ જ એમને મન સાચો ઇસ્લામ છે, અને કેમકે અ નાને એકે વસ્તુ મેલી કે જૂઠી અર્પણ ન કરી શકાય એટલે જ એમના જીવનમાં અસ્વચ્છતા કે અસત્ય શોધવા જઈશું તો ન મળશે એમણે ગાંધીજીના જીવનનું માપ પણ આ જ કસોટીએ માપ્યું છે અને એ કસોટીમાં ગાંધીજી સંપૂર્ણ રીતે પાર ઊતરે છે માટે જ એમની ગાંધીજી પ્રત્યે અસાધારણ વફાદારી છે.

ગાધીજીનુ નામ કે પ્રતિષ્ઠા જોઈને એઓ તેમના તન્ફ નથી આકર્ષાયા, ગાધીજીના બહારવટાથી કે અસાધારણ ત્યાગથી નથી આકર્ષાયા એમને તો ગાધીજીની ઈશ્વરાર્પણ બુદ્ધિથી કામ કરવાની રીત એ જ મોટામા મોટુ આકર્ષણ છે. જેમ ગાધીજીએ આત્મશુદ્ધિને પોતાના ધાર્મિક, સામાજિક, રાજકીય જીવનનુ એક સામાન્ય અગ કરી મૂક્યુ છે તેમ એમને પણ આત્મશુદ્ધિ સાધવી એ ધ્યેય છે રાજકાજને અને ધર્મ અથવા નીતિને કશો સંબધ નથી એમ કહેવુ એમને માટે અસહ્ય છે, એમને તો ઈશ્વરને ભૂલીને કરવામા આવતું એકે કાર્ય મજૂર નથી હું અનેક મુસલમાન નેતાઓના સમાગમમા આવ્યો છુ, તેમાના ઘણા કુદન જેવા સાચા છે, અને તેમની દેશભક્તિ અને હિંદુમુસ્લિમ ઐક્ય સાધવાની ધગશ વિષે બે મત હોઈ જ ન શકે તેઓનો ત્યાગ પણ જેવો તેવો નથી પણ મને નથી લાગતુ કે જીવનની અણિશુદ્ધ પવિત્રતામા, ફકીરીમા અને ઈશ્વરશ્રદ્ધામા એમની જોડમા કોઈ બેસી શકે એમના ઉપશામમય અને સયમમય જીવનના અનેક ઉદાહરણ હુ આપી ચૂક્યો છુ એમનુ નિષ્કલક જીવન એમને માટે ભક્તિ ઉત્પન્ન કરે એવુ છે સરદાર વલ્લભભાઈની જેમ નાની ઉમરે વિધુર થયેલા પણ પુનર્લગ્ન કરવાનુ એમને કદી નથી સૂઝ્યુ 'પરસ્ત્રી માત સમાન'નુ સૂત્ર એમણે જીવનમા આશ્ચર્યકારક રીતે વણેલુ છે શ્રીમતી ખોરશેદબહેન મને એક કિસ્સો કહેતા હતા તે આ સબધમા ટાકયા વિના ચાલે એમ નથી એક વાર એ બહેન તેમની સાથે મુસાફરી કરતા હતાં એક વીરાગના પઠાણોના મુલકમા જાય તો સૌ તેમને જોવા આવે

જ. ડબ્બામાં બેઠેલા બેગ્રશીદબહેનને સૌ કાંઈ નિહાળતું હતું ખાનસાહેબ ડબ્બાના બારણામાં જઈને ઊભા અને જરા લાલ આંખ કરીને બોલ્યા "બહનજીકી ઓર ક્યા દેખના હૈ? હમકો દેખો" બધા સાથી ખમી ગયા

પણ હું કહી ગયો તેમ આ મનું એમની ઈશ્વરાર્પણ બુદ્ધિમાંથી ઉત્પન્ન થાય છે એક વાર એમણે મને કહેલું "જ્યારે ગાંધીજીના જીવનમાં કાંઈ મહત્ત્વનો પ્રશ્ન આવે છે અને ગાંધીજી કોઈ અસાધારણ પગલું લે છે, ત્યારે મારું મન તો તરત મને કહી દે છે કે 'ઈશ્વરાર્પણ બુદ્ધિથી કામ કરનારનું પગલું ખોટું હોય જ નહિ' મને તો ગાંધીજીના બધા ઉપવાસ ખુદાની મરજીથી થતા લાગે છે" ૧૯૩૪માં ગાંધીજીએ મહાસભામાંથી નિવૃત્ત થવાનું નિવેદન લખ્યું અને એમને બતાવીને એમનો અભિપ્રાય પૂછ્યો ત્યારે એમણે કહ્યું 'મને તો જરાય આશ્ચર્ય નથી ગાંધીજી આ નિર્ણય ઉપર આવ્યા. એમના નિર્ણય વિષે શંકા કરવી એ મને હમેશાં મુશ્કેલ લાગે છે કારણ હમેશાં એઓ ઈશ્વરને સાક્ષી રાખે છે અને એને પૂછીને બધું કરે છે દરેક મહા સુધારક એમ જ કર્યું છે, અને દરેક મહા સુધારકના જીવનમાં એવો સમય આવે છે કે જ્યારે તેણે પોતાના અનુયાયીને પાછળ મૂકી તેમની નબળાઈઓ અને ત્રુટીઓથી બંધાયા વિના આગળ વધવું એ જ શ્રેયસ્કર લાગે છે પણ તેથી તે અનુયાયીઓનો ત્યાગ નથી કરતા, કે તેમની સેવા ઓછી કરે છે એમ નથી, ઊલટું તેમની સેવાનું ક્ષેત્ર તેમ કરતાં વધારે વ્યાપક બને છે મારી પાસે તો એક જ માપ છે અને તે ઈશ્વરાર્પણ બુદ્ધિનું' એ જ માપ એઓ

બીજાને માટે વાપરે છે અને બીજા એમને એ જ માપે જુએ એમ એઓ ઇચ્છે છે

મોટા ભાઈ જુદા પ્રકારના માણસ છે. મોટા ભાઈએ દુનિયા જોઈ છે, પરદેશમાં દસ અગિયાર વર્ષ ગાળ્યાં છે, અનેક સંબંધો બાંધ્યા છે. એટલે નાના ભાઈ જ્યારે વધારે અંતર્મુખ છે ત્યારે મોટા ભાઈ વધારે બહિર્મુખ છે. એમ કહીએ. નાના ભાઈ એક ધુરંધર કર્મયોગી છે છતાં તે જગતથી નિરાળા રહેતા હોય એમ લાગે છે. મોટા ભાઈમાં એ વૃત્તિ નથી. એ જગતને ઓળખવાનો પ્રયત્ન કરે છે, એની સાથે સંબંધો રાખે છે, વ્યવહારકુશળતા કેળવે છે. નાના સંયમ અને આત્મનિગ્રહ ઉપર બહુ ભાર દે છે, ત્યારે મોટા સંયમ પાળવાનો અવસર આવે છે તેને માટે તૈયાર રહે છે. નાના ત્યાગના પ્રસંગો શોધે છે જ્યારે મોટા એવા પ્રસંગો આવે તેને આનંદથી વધાવી લે છે. એક વાર બીડી પીવાની વાત કરતા ડાક્ટર ખાનસાહેબ કહે કે એમને બીડી પીવાની એવી તો ભૂરી આદત હતી કે દિવસમાં પચાસ પચાસ સિગરેટ તેઓ પીતા. પણ ૧૯૩૦માં એમને લાગ્યું કે હવે કેદમાંથી દૂર રહેવાય એમ નથી. જેવો બીજાનો તેમ પોતાનો પણ તરતમાં જ વારો આવવાનો છે, એટલે તેમણે નિશ્ચય કર્યો કે સિગરેટને રુખસદ આપવી. બસ તે વેળા સિગરેટ છોડી તે છોડી. પણ ખાન અબ્દુલ ગફ્ફારખાને તો જિંદગીમાં બીડીનો સ્પર્શ નથી કર્યો.

ડા. ખાનસાહેબ તો સ્વભાવસિદ્ધ ખેલાડી છે. કૉલેજમાં હતા ત્યારે કૉલેજની ક્રિકેટની ટીમના નાયક હતા. લંડનમાં

હતા ત્યારે સરસ ક્રિકેટ રમતા એટલું જ નહિ પણ ફૂટબૉલમાં પણ કુશળતા મેળવી હતી. ૧૯૩૦ સુધી જેણે જીવનની મજા ચાખી હતી, અનેક મોટામોટા મિત્રોની મહેમાની કરી હતી, કંઇક દમામભભકો પણ રાખ્યો હતો, તેવાને એકાએક જેલ જવું પડે અને બહારવટે નીકળવાની ટેક લેવી પડે એ કાંઈ નાનીસૂની વાત ન હતી. નાનાએ તો ૨૯ વર્ષની વયે જ ભેખ લીધો હતો અને ફકીરી એમના હાડમાં જ હતી એમ કહી શકાય. પણ દાક્તરસાહેબને પણ ફકીરી લેતાં વાર ન લાગી. કારણ એ તો એક નરમ ખેલાડી છે. કોક વાર આપણા દાવ ઊલટા પડે તો કોક વાર સીધા પડે. જો સીધા પડે તો ન ગાચીએ, તો ઊલટા પડે તો ઉદ્વેગ શા સારુ કરીએ? જિંદગીમાં કડવાશ છે, મીઠાશ નથી એમ નથી — આપણે બન્નેને માટે તૈયાર રહેવું. પણ અબદુલ ગફ્ફારખાનની ફિલસૂફી જુદી છે. એમણે કડવાશની મારફતે મીઠાશ ચાખવાની તાલીમ જિંદગીભર લીધી છે, અને એ જ કેળવે છે.

દાક્તરના ખેલાડીપણાનો એક દાખલો આ સ્થળે ટાંકવા જેવો છે. કર્નલ સેન્ડીમૅન નામનો એક મોટો લશ્કરી અમલદાર ૧૯૩૧ની સુલેહ દરમિયાન પોતાની ટુકડી લઈને પેશાવર આવ્યો હતો. અમલદારોને તો આ સુલેહ જરાય ગમી નહોતી એ આપણે જાણીએ છીએ. કર્નલ સેન્ડીમૅનને દાક્તર ખાનસાહેબની સાથે સારી દોસ્તી હતી એટલે એણે પોતાની લાગણી દાક્તર પાસેથી છુપાવી નહિ. દાક્તરે તુરત જ એમનું મન મેળવી લીધું અને તેમને કહ્યું: "ના, ના, કર્નલ સેન્ડીમૅન તમે ...

માનવાનું કારણ નથી. આ રાજકાજ તો એક રમત છે, હારજીત બન્ને પક્ષની થયા કરે છે, અને ક્રિકેટમા જેમ એક પક્ષ રમત પૂરી થયે બીજાની સાથે આનંદથી હાથ મેળવે છે તેમ આમાં પણ આપણે શા સારુ લડીઝઘડીને બેગા ન થઈએ? પણ ખરી વાત તો એ છે કે આજે તો જીતનો સવાલ જ નથી. આજે તો કોઈ હાર્યું નથી અને કોઈ જીત્યુ નથી. આપણી તો સંધિ છે." કર્નલ સેન્ડીમેન ગદ્‌ગદ્ થયો, અને છૂટા પડતાં બોલ્યો: "બરાબર છે, આપણી એટલી જૂની દોસ્તી છે કે હુ આશા રાખું છું કે મારી ટુકડીને અગ્ગાડામા કશુયે અણગમતુ કરવાનો પ્રસંગ ન આવે."

નાના ભાઈ પોતાની ધર્મભાવના અને ત્યાગ એટલે અંશે લઈ જાય છે કે કોક વાર તે અસહિષ્ણુતા થઈ પડે. મોટા ભાઈ વિરોધીઓની સાથે મેળ સાધવાને માટે નાના ભાઈના કરતા વધારે પ્રયત્નો કરે. આજનો નવો પવન ભેજામાં ભરીને ફરનારા વિદ્યાર્થીઓ સાથે દાક્તરસાહેબ મીઠાશથી, હસી ગમ્મત કરીને કામ લે, ત્યારે અબ્દુલ ગફ્ફારખાન કદાચ એમને સહન જ ન કરી શકે. ગુલામ દેશમા ગુલામી કેળવણી પાછળ ધન ખરચવું એ જ એમને ગુનો લાગે છે. પણ અબ્દુલ ગફ્ફારખાનને પોતાની મર્યાદાનું સંપૂર્ણ ભાન છે દાક્તર સાહેબને એમેમ્બ્લીને માટે ઊભા થવાનું કહેવામાં આવ્યું ત્યારે ઘડીક વારના સંકોચ પછી તેઓ માની ગયા. પણ અબ્દુલ ગફ્ફારખાનને એવી સૂચના કરવાની પણ કોઈ હિંમત ન કરે. મહાસભાનુ પ્રમુખપદ લેવાની બે વાર એમણે ઘસીને ના પાડી મોટા ભાઈએ

અજબ મિલનસારપણું કેળવ્યું છે. અબ્દુલ ગફ્ફારખાન અજાણ્યાને કદાચ અતડા લાગે.

પણ ઈશ્વરે બન્ને ભાઈઓની અજબ જોડી બનાવી છે — એક બીજાના અધૂરાપણાને પૂરે છે, છતાં બન્નેમાં સરખી સાધુતા, સત્યનિષ્ઠા અને નિશ્ચય ભર્યાં છે, બન્નેમાં એકસરખી વફાદારી અને ખાનદાની ભરેલી છે. બન્ને પોતાને ખુદાઈ ખિદમતગાર કહેવડાવવામાં આનંદ અને અભિમાન માને છે, અને એ નાનું છતાં મોટું નામ ધારણ કરવાને માટે એમનું આખું જીવન એ એક અખંડ, જ્ઞાનપૂર્વક થતો પ્રયત્ન છે.

## ૧૨

## વર્ધાના ઘરમાં

સન ૧૯૩૪ની આખરે હઝારીબાગ જેલમાંથી છૂટ્યા ત્યારથી બન્ને ભાઈઓએ શેઠ જમનાલાલ બજાજના ઘરને પોતાનું ઘર માન્યું. આ બન્ને ભાઈઓ સાથેની જમનાલાલજીની મૈત્રી હિંદુમુસ્લિમ ઐક્યના ઇતિહાસમાં એક ઉજ્જ્વળ પ્રકરણ રોકશે. બન્ને ભાઈના છૂટવાની ખબર મળી કે તરત જ જમનાલાલજીએ બન્નેને વર્ધા આવવાનો તાર કર્યો. તે વેળા જમનાલાલજી પોતે તો મુંબઈમાં માંદગીને બિછાને પડેલા હતા, પણ ગાંધીજી વર્ધા હતા એટલે એમણે આ તાર કર્યો અને બન્ને ભાઈઓએ આ આમંત્રણને વધાવી લીધું. ભાઈઓને સરહદમાં પ્રવેશ કરવાની મનાઈ હતી એટલું જ નહિ પણ પંજાબમાં જવાની પણ મનાઈ હતી. બિહારની જેલમાં ત્રણ વર્ષ ગાળ્યા એટલે બિહારના મિત્રો એમને બિહારમાં મુકામ કાયમ કરવાનો આગ્રહ કરતા હતા. પણ ભાઈઓ ગાંધીજી અને જમનાલાલજીના આગ્રહને વશ થયા. જેલમાંથી બહાર

નીકળીને સંપૂર્ણપણે ગાંધીજીની સલાહથી જ દોરાવાનો નિશ્ચય કરીને નીકળેલા હોવાથી વર્ધામાં રહેવાનો તેમનો નિશ્ચય સ્વાભાવિક હતો.

શેઠ જમનાલાલજી અને જાનકીબહેનની મહેમાનીના આ દિવસો — ૧૦૦ દિવસો — તેમના જીવનના એક મીઠા સ્મરણ તરીકે રહી જશે. બન્ને ભાઈઓ આખા કુટુંબમાં એટલા હળીમળી ગયા હતા કે ત્રાહિત માણસને ભાગ્યે જ એમ લાગે કે આ કોઈ કુટુંબ બહારના માણસ છે. બન્ને ભાઈઓના સ્વભાવમાં કોમળ પ્રેમળતા ભરેલી છે, પણ મોટા ભાઈનું મિલનસારપણું અસાધારણ છે. એટલે જ્યારે નાના ભાઈ ગાંધીજીની સાથે સવારસાંજ ફરતાં અનેક વાતો કરે, ત્યારે મોટા ભાઈ જમનાલાલજીનાં છોકરાંઓની સાથે ગમ્મત તોફાન કરે, તેમની સાથે રખડવા નીકળે, અને જમનાલાલજીના રોજ રોજ વધતા જતા કુટુંબમાં અવારનવાર કોઈ માંદાસાજાં હોય તેમની સારવાર કરે. ધીમે ધીમે સત્યાગ્રહ આશ્રમની સાથે જોડેલા કન્યાશ્રમ અને મહિલાશ્રમની બહેનોની સેવા અને શુશ્રૂષા કરવાની પણ એમણે માગણી કરી, અને એ માગણી ગાંધીજીએ આભાર સાથે સ્વીકારી, અને પછી એમણે વર્ધા જિલ્લાનાં ગામડાંમાં પણ પ્રવેશ કરવાનો કાર્યક્રમ બનાવ્યો. રોજ દશથી પંદર માઈલ ચાલતા જાયઆવે અને ગામડિયાઓની સેવા કરે. એમના જેવા આઈ. એમ. એસ. અમલદારને દરદીઓની પાસે બેસી તેમને શેક કરતા અને તેમનું માથું દાબતા જોઈને કોઈને આનંદ અને આશ્ચર્ય થયા વિના રહે નહિ. તાવમાંથી ઊઠેલા દરદીને માટે શાકનું ઓસામણ એ એમની એક ખાસ

દેવા છે. એ ઓસામણ સ્ટોવની પાસે કલાક બે કલાક બેસીને પોતે બનાવે અને દરદીની સેવા કરનારને બનાવતાં શીખવે. એ અરસામાં દક્ષિણ આફ્રિકાથી દીનબંધુ ઍન્ડ્રુઝની સાથે તેમના એક મિત્ર મિ. જોન્સ ફરીને આવ્યા હતા. તેમની એકાએક તબિયત બગડી; આંતરડાંના સોજાનું દરદ ગંભીર હતું અને મુંબઈ જઈને સારવાર કરાવવાની મિત્રોની સલાહ પડી. પણ દાક્તર ખાનસાહેબે કહ્યું: "હું યોગ્ય ખોરાક વગેરે આપીને એમને આરામ કરીશ" અને ચોવીસે કલાક ધ્યાન આપીને એમણે એમને સાજા કર્યા. આ એમનું હમેશનું કામકાજ હતું. ઘણી વાર ફરવામાં અમારી સાથે એઓ જોડાય પણ શાંતિથી પાછળ પાછળ ચાલતા હોય, ગાંધીજીની વાતો ધ્યાનથી સાંભળે પણ ભાગ્યે જ તેમાં ભળવાનો પ્રયત્ન કરે.

નાના ભાઈની વફાદારીની તો વાત જ શી કરવી? વર્ધામાં આવીને એકાદ માસ રહ્યા પછી જ્યારે એમના ઉપર એક પછી એક જગ્યાએથી આમંત્રણના તારો આવવા લાગ્યા ત્યારે એ બધા તારો ગાંધીજીની આગળ એઓ રજૂ કરે અને ક્યાં જવું, ત્યાં શું કરવું, શું કહેવું એ વિષે તેઓ વિગતવાર સૂચના ગાંધીજીની પાસે મેળવે. મુસાફરીએથી આવીને દરેક સ્થાને કોને મળ્યા, કેટલી સભાઓમાં ગયા, ત્યાં શું શું બોલ્યા, દરેક સ્થાને શા શા અનુભવ થયા એની ઝીણી વિગતો આપે. સ્વદેશી પ્રદર્શન સુધ્ધાં ખોલવાને માટે ખાનસાહેબ ગાંધીજીની રજા માગે, અને મુંબઈની મહાસભા વખતે ખાનસાહેબની પ્રદર્શન ખોલવાની સંમતિ મેળવવા માટે મુંબઈના મિત્રોને ગાંધીજીને વિનંતિ

કરવી પડી હતી. મહાસભાના કાર્યવાહક મંડળના સભ્ય પણ તેઓ ત્યારે જ થયા કે જ્યારે ગાંધીજીએ તેમને તેમ કરવાનો આગ્રહ કર્યો. મહાસભાનું પ્રમુખપદ ૧૯૩૪ની મુંબઈની મહાસભા વેળા લેવું હોત તો એમને માટે સહજ વાત હતી. બાબુ રાજેન્દ્રપ્રસાદ તો એમને આગ્રહ કરી ચૂકેલા હતા, મુંબઈના કેટલાક મિત્રોનો બહુ આગ્રહ હતો જ, પણ ખાનસાહેબની પોતાની એટલી તો અનિચ્છા હતી કે એમને આગ્રહ કરવાનો અવકાશ જ નહોતો. બે વાર એમણે દાંડી પીટીને જાહેર કર્યું કે 'હું તો સિપાઈ છું, મને એ સરદારનું સ્થાન ન શોભે. હું તો લોકોમાં રહીને તેમની ખિદમત કરું, રાજકાજની ગૂંચ માગથી ન ઊકલે.' અને જો ના ધારો કે ગાંધીજીએ એમને આગ્રહ કર્યો હોત કે મહાસભાનું પ્રમુખપદ લેવું જોઈએ જ, તો તેમની આજ્ઞા તેઓ ઉઠાવત. એ એમની સિપાઈગીરીની ખૂબી છે

ડૉ. ખાનસાહેબ પણ સિપાઈગીરીમાં તો નાના ભાઈના જેવા જ છે. ગાંધીજીએ જ્યારે તેમને એસેમ્બ્લીને માટે ઊભા રહવાનો આગ્રહ કર્યો ત્યારે તેઓ તુરત માની ગયા, જોકે બીજાઓની સાથે તો તેમણે આખર સુધી ધારાસભામાં જવા વિરુદ્ધ દલીલ કર્યા કીધી હતી.

મહાસભાના ઇતિહાસમાં આવી જ્વલંત નિષ્ઠાના નમૂના શોધ્યા જડવા મુશ્કેલ છે. આ નિષ્ઠા એમના ગૃહજીવનને લગતા પ્રશ્નો સુધી એઓ લઈ ગયા છે. વર્ધાના મુકામ દરમિયાન ખાનસાહેબ અબદુલ ગફ્ફારખાનને કન્યાશ્રમ અને મહિલાશ્રમની બહેનોની રહેણીકરણી જોવાની તક મળી. એ બહેનોની સાદાઈ, સરળતા અને નિર્મળતા એમને

ગમ્યાં. એ આશ્રમોનું શાંતિનું અને સ્વતંત્રતાનું વાતાવરણ એમના મનમાં વસી ગયું અને પોતાની દીકરી જે ડૉ. ખાનસાહેબનાં અંગ્રેજ પત્નીની સાથે વિલાયતની શાળામાં ભણતી હતી તેને બોલાવી લેવાનું મન થયું. જેને હિંદુસ્તાનમાં જીવન ગાળવું છે, જેને હિંદી લોકોની સેવા કરવી છે તેને અંગ્રેજી રીતભાત અને અંગ્રેજી તાલીમ કાચી વયથી તો ન જ આપવી જોઈએ એમ એમને લાગ્યું, પોતાના વિચાર ગાંધીજીને જણાવ્યા, અને ગાંધીજીનો અભિપ્રાય માગ્યો. ગાંધીજીએ એમના વિચારને વધાવી લીધો અને ખાનસાહેબે પોતાની દીકરીને મીરાંબહેનની સાથે પાછી મોકલવાનો તાર પોતાની ભાભીને કર્યો. પણ અહીં આવીને એણે અભ્યાસ ક્યાં કરવો? ગાંધીજીએ કહ્યું તેઓ ઇચ્છે તો કન્યાશ્રમમાં જરૂર બહેન મહેરતાજને રાખવામાં આવે, પણ એ બાપડી બાળક હોઈને નિરામિષ આહાર અને આશ્રમનું કઠણ જીવન જીરવવા કદાચ ન તૈયાર થાય. ખાનસાહેબ કહે: 'પણ મીરાંબહેન સરખી સજ્જન બહેન એની મા થાય અને એને પોતાની પાંખમાં રાખે તો બધાં સારાં વાનાં થશે એ વિષે મને શંકા નથી. જો વિલાયત જેવા દેશમાં સાવ અપરિચિત વાતાવરણમાં પણ છોકરી રહી શકી તો આપણા દેશના જ વાતાવરણમાં એ છોકરી શા માટે ન રહી શકે?' મીરાંબહેનની સાથે નાનકડી મહેરતાજ ચાલી નીકળી, બન્ને ત્રીજા વર્ગના ઉતારુઓ તરીકે આવ્યાં અને ૨૨મી નવેંબર ૧૯૩૪ને દિવસે વર્ધા પહોંચ્યાં. રહ્યો નાનો દીકરો અબદુલ અલી. આ બાળક કર્નલ બ્રાઉનની દેહરાદૂનની શાળામાં ભણતો હતો. એ

શાળા વિષે તો ખાનસાહેબને કશું કહેવાનું નહોતું. બીજો દીકરો આ જ શાળામાંથી મિનિયર કૅમ્બ્રિજની પરીક્ષામાં પાસ થયો હતો. પણ હવે છોકરાઓને મિનિયર કૅમ્બ્રિજની પરીક્ષામાં પસાર કરાવીને શું કરવું એ પ્રશ્ન સહેજે ખાનસાહેબને થઈ પડ્યો. એ દીકરાને પણ તેમણે તાર કરી પોતે કાનપુર સ્વદેશી પ્રદર્શન ખોલવા ગયા હતા ત્યાં બોલાવી લીધો અને વર્ધા સાથે લાવ્યા, અને તુરત જ જેલમાં જવાનો સમય આવ્યો ત્યારે બન્ને નાનાં બાળકોને જમનાલાલજી અને શ્રીમતી જાનકીબહેનને સોંપીને નિરાંતે ખાનસાહેબ વિદાય થયા.

આમ પોતાનાં બાળકોને શ્રી. જમનાલાલજી અને શ્રીમતી જાનકીબહેનને સોંપતાં, અથવા ગાંધીજીને સોંપતાં, તેમને લેશમાત્ર સંકોચ ન થયો, ઊલટી નિરાંત થઈ, કારણ ખાનસાહેબે તો ગાંધીજીને અને જમનાલાલજીને સગા ભાઈનું સ્થાન આપી દીધું છે. આ ભ્રાતૃભાવ વર્ધાના એમના જમનાલાલજીની સાથેના સહવાસથી દ્વિગુણિત થયો. વર્ધામાં એમની ગાંધીજી અને જમનાલાલજીની સાથેની વાતો ઘણીખરી રાજકીય કરતાં ધાર્મિક હતી, અને વાતો કરતાં વધારે એકબીજાના જીવનનું નિરીક્ષણ હતું. એ ઊંડા ભ્રાતૃભાવનાં મૂળ આ વસ્તુની અંદર રહેલાં છે. ખાનસાહેબ એકે નમાજ ન ચૂકે એ તો સૌ જાણતા હતા, પણ ચાર વાગ્યા પહેલાં ઊઠી જમનાલાલજીના ઘરથી ચાલીને સવાચાર વાગ્યાની પ્રાતઃકાળની પ્રાર્થના માટે આશ્રમ આવતા ખાનસાહેબને ઘણા નહોતા જાણતા. તે દિવસોમાં ગાંધીજી સવારે સાત વાગ્યે તુલસીરામાયણમાંથી થોડો ભાગ અને "હરિને ભજતાં

હજી કોઈની લાજ જતી નથી જાણી રે" એ ભજન ગવડાવતા. આ તુલસીરામાયણના પાઠ દરમ્યાન તેઓ રોજ હાજર થાય, અને ભજનના સંગીતમાં એટલા તલ્લીન થાય કે આપણને આશ્ચર્ય થાય. જેલમા જતા પહેલાં બે દિવસ અગાઉ પ્યારેલાલને કહે: "યહ ભજન મુઝે બડા પ્યારા લગતા હૈ. ઉસે ઉર્દૂમેં મુઝે લિખ દો ઔર ઉસકા માની ભી સાથ સાથ લિખ દો"

અમને કોઈને સ્વપ્નેય થોડો જ ખ્યાલ હતો કે બે દિવસમાં ખાનસાહેબ સરકારના મહેમાન થવાના છે!

## ૧૩

## પાછા પોતાના ખરા ઘરમાં

આમ શાંતિથી બન્ને ભાઈઓનો જીવનપ્રવાહ ચાલતો હતો અને બન્ને પોતાનો ભાવી કાર્યક્રમ ઘડી રહ્યા હતા ત્યાં ઓચિંતુ નાના ભાઈને સરકારનુ તેડું આવ્યું. હું અગાઉ કહી ગયો છુ કે ભાગ્યે જ કોઈ સ્થાને ગાંધીજીને પૂછ્યા વિના એઓ જતા, અને ભાગ્યે જ જાહેર સભામાં ગાંધીજીને પૂછ્યા વિના એઓ કશુ ભાષણ કરતા. પણ મુંબઈની મહાસભાના અઠવાડિયામા એમને કેટલાક ખ્રિસ્તી મિત્રોએ લલચાવ્યા. સૌને એમનુ ઓળખાણ કરવાની હોંશ તો હોય જ, હિંદી ખ્રિસ્તી મિત્રો એમને પોતાના મંડળની એક નાનકડી સભામા લઈ ગયા અને ખુદાઈ ખિદમતગારોની પિછાણ કરાવવાની એમને વિનંતિ કરી. ખાનસાહેબે સરલ ચિત્તે પોતાનું દિલ ઠાલવ્યુ. એ એમને ભારે મોંઘું પડ્યું.

મહાસભામાંથી આવીને તો કાંઈક સંગીન રચનાત્મક કાર્યમાં પડવાનો એમણે નિશ્ચય કર્યો હતો. ગ્રામઉદ્યોગ મંડળના કાર્યવાહક મંડળના સભ્ય તરીકે એમને ચૂંટવામાં

આવ્યા હતા જ. બંગાળાનાં ગામડાંઓના પ્રવાસ પછી એમનું મન ત્યાં જઈને કામ કરવાને લલચાયું હતું. ત્યાંનાં ગામડાંઓના મુસલમાનોની ગરીબી જોઈને એમનું દિલ ઘવાયું હતું, ખાદીથી તેમની સેવા થતી તેમણે પ્રત્યક્ષ જોઈ એટલે ગ્રામઉદ્યોગનો સંદેશ તેમની આગળ લઈ જવાનો એમના મનોરથ હતા. ૯મી ડિસેંબરે તો બંગાળા જવાને માટે તેઓ નીકળવાના હતા, પણ ગ્રામઉદ્યોગ સંઘના કાર્યવાહક મંડળની પહેલી બેઠક ૧૫મીએ હતી, ત્યાં સુધી રોકાઈ જવાના જમનાલાલજીના આગ્રહને તેઓ વશ થયા. ૭મી ડિસેંબરે સાંજે એમના બંગાળાના કાર્યનો અમે વિચાર અને ચર્ચા કરતા હતા ત્યાં તો એમને પકડવાનું વૉરંટ લઈને જિલ્લાનો પોલીસ સુપરિન્ટેન્ડન્ટ આવ્યો. 'તમને તૈયાર થતાં કેટલી વાર લાગશે?' એમ પોલીસ વડાએ પૂછ્યું તેને આદર્શ સિપાઈએ જવાબ આપ્યો. 'હું તૈયાર જ છું.' પણ તેમને મિત્રોને અને બચ્ચાંને મળવાનો સમય આપવામાં આવ્યો. એમને વળાવતા ગાંધીજી બોલ્યા અને કહ્યું: 'ખાનસાહેબ, આ વેળા આપણે બચાવ કરવાનો છે, હો!' ખાનસાહેબને જરા આશ્ચર્ય થયું. તેમણે વિનયપૂર્વક કહ્યું: '૧૯૧૯ સે જો કરતે આયે હૈં વહી કરના મુઝકો પસંદ પડેગા' ગાંધીજીએ કહ્યું. 'વહ તો મૈં સમજતા હૂં, લેકીન ઇસ વખત અગર હમ બહાર રહ સકે તો જેલ નહીં જાના હૈ' એટલે તુરત જ ખાનસાહેબે જવાબ આપ્યો: 'જૈસા આપ ફરમાયેંગે.' આ એમની વફાદારી. પણ હજી તો એ વફાદારીના બીજા અનેક નમૂના જોવાના મળવાના હતા.

નાના ભાઈની સાથે આટલા બધા દિવસ સાથે રહ્યા બાદ જેલમાંથી નીકળી સો દિવસની છૂટ ભોગવીને તેનાથી વિખૂટા પડવું મોટા ભાઈને ખૂબ લાગ્યું. નાના ભાઈને પણ દુઃખ નહોતું એમ નહિ, પણ પોતાનાં છોકરાંઓ આગળ એ દુઃખ કેમ વ્યક્ત કરાય? છોકરાં તો બાપડાં ચોધાર આંસુએ રોતાં હતાં. મહેરતાજને વિલાયતથી આવ્યે માંડ એક માસ થયો હતો, વળીને દેહરાદુનથી આવ્યે થોડા દહાડા જ થયા હતા. જમનાલાલજીએ વળીને ખાન-સાહેબના પકડાવાની ખબર આપી કે એ બાપડો પૂછવા લાગ્યો: 'પણ તમે અને મહાત્માજી છૂટા છો અને છતાં મારા બાપને શા સારુ પકડ્યા?' જમનાલાલજીએ કહ્યું: 'કારણ તારા પિતાએ મુંબઈમાં રાજદ્રોહી ભાષણ કર્યું હતું એમ કહેવાય છે.' પણ વળીને શેની ખબર કે રાજદ્રોહ શું કહેવાય, એટલે વળી સમજે એવી રીતે જમનાલાલજીએ એને રાજદ્રોહ સમજાવ્યો. એથી ન એના કે એની બહેનના જ્ઞાનમાં વૃદ્ધિ થઈ. બન્ને છોકરાં પિતાને પડખે ભરાયાં. પિતા એમને મીઠી મીઠી વાતો કરવા લાગ્યા. કલાકેક સુધી અમે એમને એકલા મૂક્યા. સૌએ સાથે બેસીને ખાધું, અને છોકરાં હસતાં રમતાં છૂટાં પડ્યાં. પિતાએ બન્નેને જમના-લાલજી અને જાનકીબહેનને સોંપ્યાં અને બન્નેને બહાદુર થવાનું અને સંયમી જીવન ગાળવાનુ કહીને પિતાએ વિદાય લીધી.

માત્ર એક દુઃખ એમને હતું ખરું. જતાં જતાં બોલ્યા: "મારે બંગાળાના મુસલમાન ભાઈઓ પાસે જવું હતું. ત્યાં જઈને તેમની મધ્યમાં રહીને કામ કરવું હતું.

હવે તો એમની સેવા શેની જ થાય? માન તરફથી એમની માફી માગજે" ઘડીક થોભી વળી ગદ્‌ગદ કંઠે બોલ્યા "મન્દના લોકોને વિષે તો શું કહું? મને પકડ્યો તેથી એ લોકો ગુસ્સે ન થાય કે પાગલ ન બને બધું શાંતિથી સહન કરી લે અને રચનાત્મક કાર્ય કરવા લાગી જાય એમણે માંહોમાંહેના કજિયા છોડીને એક થવું જોઈએ મને અફસોસ છે કે એ લોકોની વચ્ચે જઈને એમને સુધારવાની પણ મને તક ન મળી સરકાર આજે માન પ્રાંતને 'ખૂની પઠાણો' કહે છે પણ એ અનપઢ લોકોમાં કેળવણી અને સમાજસુધારાની પણ અમને તક નથી આપી તો પછી અમારો શો વાંક?"

પણ આ દુખ પણ ક્ષણિક હતું કુરબાની માટે નીકળવાને તૈયાર થયા અને મોટીમના કમરામાં ગયા એટલે તો આ દુખની છાયા પણ નહી નહિ હતી જમના લાલજી અને જાનકીદેવીને જતા જતા તેમણે કહ્યું 'જો ખુદાને ચાહા સો કિયા જિતના રોજ બહાર રખના થા ઉતના રોજ બહાર રખ્ખા અબ ઉસકો પસંદ હૈ કિ મૈં અંદર જા કે ખિદમત કરું જો ઉસે પસંદ હૈ વહ મુઝે પસંદ હૈ'

આટલું કહીને ખાનસાહેબે પોતાના સાચા ધર્મને સારુ વિદાય લીધી અબદુલ ગનીખાનને બીજે દિવસે પિતાના પકડાવાની ખબર આપતા ગાંધીજીએ લખ્યું 'અફસોસ કરીશ મા તારા પિતા તો આપણે સૌનું જે આજે સાચું ઘર છે ત્યાં ગયા છે'

## ૧૪

## અસાધારણ વફાદારી

મુંબઈના હિંદી ખ્રિસ્તીઓ આગળ આપેલા ભાષણ વિષે એમના ઉપર કામ ચલાવવામાં આવ્યું. એમણે જેલમાંથી નીકળ્યા પછી પ્રવાસ તો ત્રણ ચાર પ્રાંતમાં કર્યો હતો — મધ્ય પ્રાંત, સંયુક્ત પ્રાંત, બંગાળ અને મુંબઈ — અને ભાષણો પણ સ્થળે સ્થળે આપ્યાં હતાં. એ બધાં ભાષણો તો નિર્દોષ હોવાં જોઈએ, કારણ મુંબઈ સિવાય બીજા પ્રાંતની સરકારે એમની સામે કશાં પગલાં નહોતાં લીધાં. મુંબઈમાં પણ મહાસભામાં કે બીજે કોઈ સ્થાને કરેલાં ભાષણને માટે ખાનસાહેબને અદાલતમાં નહોતા ઊભા કરવામાં આવ્યા. એ ભાષણ તો ભાયખળા ઉપર આવેલા એક નાનકડા ખ્રિસ્તી મંડળ આગળ કરવામાં આવ્યું હતું. એમાં માંડ પચાસેક માણસોની હાજરી હશે. પણ એ સંજોગોને ધ્યાનમાં લેવાની સરકારને જરૂર ન લાગી. સરકારે તો ચાલુ કાયદાની કસોટીએ એ ભાષણને ચડાવ્યું અને ખાનસાહેબ ઉપર કેસ ચલાવ્યો.

ખાનસાહેબનો વકીલોએ બચાવ કરવો એવી સલાહ તો ગાંધીજીએ આપી હતી જ. ખાનસાહેબને માટે કોણ ઊભા રહેતા તૈયાર ન થાય? ભુલાભાઈ દેસાઈ અને કનૈયાલાલ મુનશી જેવા ઍડવોકેટ અને છોટુભાઈ અને પકવાસા જેવા સૉલિસિટર હાજર રહ્યા, પણ ગાંધીજીની એ પણ સલાહ હતી કે ભાષણ જો સરકારના રાજદ્રોહના કાયદામાં આવતું હોય તો કશો બચાવ ન કરતા ખાનસાહેબે માત્ર એક નિવેદન જ રજૂ કરવું અને સવિનયભંગની લડત બંધ છે છતાં, અને સવિનયભંગ કરવાની અનિચ્છા છતાં, અજાણપણે પણ કાયદાનો ભંગ કરી જેલ જવાનું વહોરવા માટે ખાનસાહેબે દિલગીરી દર્શાવવી. મુંબઈમાં ગયા પછી ખાનસાહેબે સરદારને પાછું જણાવ્યું કે વકીલો મારો બચાવ કરે છે એથી મારું કાળજું કપાય છે. સરદારે એમને સમજાવ્યા ભાષણની નકલ મળી એટલે સરદાર, ભુલાભાઈ, મુનશી વગેરેની સલાહથી ભાઈ મંગળદાસ પકવાસા અને ભાઈ મથુરાદાસ ત્રીકમજી વર્ધા આવ્યા અને ગાંધીજીને જણાવ્યું કે ભાષણ રાજદ્રોહની કલમમાં તો આણી શકાય એવું છે. ગાંધીજીએ તરત જ ખાનસાહેબને માટે નિવેદન ઘડ્યું અને ખાનસાહેબને કાગળ લખી આપ્યો આ વસ્તુ ભાગ્યે જ કેટલાક મિત્રો સિવાય બીજા જાણે છે પણ ખાનસાહેબની અજાયબી ભરેલી વફાદારીના નમૂના તરીકે જેવી રીતે બની તેવી જ રીતે આપવી જરૂરી છે આ રહ્યો ગાંધીજીએ ખાનસાહેબને લખેલો કાગળ :

"તમારું ભાષણ હું વાંચી ગયો. આટલું લાંબું ભાષણ તમે કર્યું હશે એવી કલ્પના નહોતી. એમાં બેશક કેટલાક ફકરા એવા

છે કે જેમાની હકીકત સાચી છતા જે રાજદ્રોહમા ગણાઈ જાય. ભાષણનો હેવાલ પૂરો અથવા સાચો નથી એ વાતથી મુખ્ય વસ્તુને બાધ આવતો નથી, એ બધુ વિચારીને મે તમારે માટે નિવેદન ઘડી કાઢ્યુ છે ખુદાઈ ખિદમતગાર તરીકે આવુ કાઈક નિવેદન તમારે રજૂ કરવુ જોઈએ રાજદ્રોહના શબ્દો, ભલેને અજાણપણે, ઉચ્ચારવા માટે દિલગીરીનુ વાક્ય મે મૂક્યુ છે આપણી મહાસભાની નીતિ આજે જેલ વહોરવાની નથી એટલે આ વાક્યની આવશ્યકતા છે એટલે જો મને જેમ લાગે છે તેમ તમને પણ આ બાબતમા લાગે તો એ દિલગીરીનુ વાક્ય જેમનુ તેમ રહેવા દેજો પણ જો તમને એમ કરવુ સત્યથી ઊલટુ લાગે તો તમારે એ વાક્ય કાઢી નાખવુ નિવેદન જો તમને યોગ્ય લાગે તો જ કરવાનુ છે, નહિ તો નહિ એ એટલા માટે જ કર્યુ છે કે આપણે સાચા રહીએ અને સાચા દેખાઈએ ”

આ રહ્યુ ઉપરના કાગળમા જણાવેલુ નિવેદન

મારા ઉપરનુ તહોમતનામુ મે વાચ્યુ છે અને એની સાથે જોડેલો મારા ઉર્દૂ ભાષણનો તરજૂમો પણ વાચ્યો છે એ તરજૂમો એકદરે જોતા તેમા સારી પેઠે સુધારાને અવકાશ છે, છતા મારા ભાષણમા કહેલા મુખ્ય વચનો સાચા છે એમ હુ કબૂલ કરુ છુ આ વચનો ફોજદારી કાયદાની રાજદ્રોહની કલમમા આવી શકે એવા છે એમ મારા વકીલ મિત્રોની સલાહ પડે છે હુ વફાદાર મહાસભાવાદી છુ અને મહાસભાની હાલ ન પકડાવાની અને જેલમા ન જવાની નીતિને સ્વીકારુ છુ, એટલે રાજદ્રોહી વચનો ઉચ્ચારવાનો મારો ઇરાદો તો હોઈ જ ન શકે એટલે સરકારની દૃષ્ટિએ વાધા ભરેલા વચનો મારાથી બોલાઈ ગયા એ માટે હુ દિલગીર છુ સાથે સાથે મારે જણાવવુ જોઈએ કે જે ખ્રિસ્તી મિત્રોએ મને તેમની આગળ ભાષણ કરવા બોલાવ્યો હતો તેમની ઇચ્છાથી ખુદાઈ ખિદમતગારની હિલચાલનુ મે વર્ણન આપ્યુ તેમા એ

હિલચાલ વિષે સાચી હકીકત રજૂ કરવાની મારી ફરજ હતી અને તે અદા કરવા ઉપરાંત મેં કશું કર્યું નથી. મારે કોઈની લાગણી દુખાવવાનો ઇરાદો હતો જ નહિ, એ તો એ ભાષણમાં મેં મારી શાળાના અંગ્રેજ હેડમાસ્તરની કરેલી સ્તુતિ ઉપરથી કદાચ અનુમાન થઈ શકે એમ છે. મારું આખું ભાષણ વાંચવાથી, મને આશા છે કે, કોર્ટને શંકા ન રહેશે કે મારો ઇરાદો સરકારની સામે તહોમતનામું ઘડવાના કરતાં ખુદાઈ ખિદમતગારોની હિલચાલની નિર્દોષતા ઉપર જ ભાર મૂકવાનો હતો.

ખાનસાહેબને કહેવામાં આવ્યું કે તેમને માટે નિવેદન ગાંધીજીએ ઘડીને મોકલ્યું છે અને તેમને માટે કાગળ પણ આપ્યો છે. એટલે ખાનસાહેબ તો ખુશ ખુશ થઈ ગયા. એમના મનનો ભાર હલકો થઈ ગયો, નિવેદન ઉપર તુરત જ સહી કરી. એમને કહેવામાં આવ્યું: 'ખાનસાહેબ! વાંચી તો જાઓ. સાથેનો કાગળ પણ વાંચો. અને તમને એ નિવેદન બરાબર લાગે તો જ એ નિવેદન કરો એમ ગાંધીજીએ ખાસ કહાવ્યું છે.' ખાનસાહેબે કહ્યું 'ગાંધીજીને જે યોગ્ય લાગ્યું હશે તે જ લખ્યું હશે ના?' આમ કહીને કાગળ વાંચી ગયા, નિવેદન વાંચી ગયા, અને બોલ્યા: 'બિલકુલ ઠીક હૈ.' સૌને આશ્ચર્ય થયું. આ અજબ વફાદારી જોઈને સૌ દિંમૂઢ બન્યા.

પણ કોર્ટની ઉપર ન એ નિવેદનની અસર થઈ, ન ખાનસાહેબની સચ્ચાઈની કશી અસર થઈ. કોર્ટે તો કેટલાક આક્ષેપપાત્ર વચનો વીણી કાઢ્યાં, નિવેદનની ઠેકડી કરી અને ખાનસાહેબને કાયદા પ્રમાણે પોતાનાથી વધારેમાં વધારે થઈ શકે એટલી સજા કરી. છતાં આ દુઃખદ ઘટનામાંથી

પણ જગતને સત્યાગ્રહનો નવો પાઠ મળ્યો, વફાદારીનું નવું દર્શન થયું.

આજે તો ખાનસાહેબ બે વર્ષની કેદની સજા ભોગવે છે. એમના ભાષણનું પૃથક્કરણ કરવાની આજે આવશ્યકતા નથી. ખુદાઈ ખિદમતગારની હિલચાલ વિષે ખાનસાહેબને બોલવાનું કહેવું અને પછી સરકારના કાયદાનો વિચાર કરીને તેઓ બોલે એવી આશા રાખવી એ વ્યર્થ છે. એમણે જે મનન કર્યું, એમના અંતરે જે મંથન કર્યું તેનું વર્ણન એમના મોઢેથી નીકળ્યા વિના રહે જ નહિ. એમાં પણ આખું ભાષણ કોઈ વાંચે તો તેને જણાયા વિના નહિ રહે કે પઠાણોએ જે મનન કર્યું છે તે કહેવાનો ઉદ્દેશ હતો, સરકારની નિંદા કરવાનો ઉદ્દેશ નહોતો. પણ સરકારનો કાયદો સત્યવાદીની રક્ષા નથી કરતો. સરકારે શું શું કર્યું છે એ તો એમણે અલ્પ કહ્યું પણ 'ખુદાઈ ખિદમતગાર'નો ધર્મ પણ એમણે મનન કરીને વર્ણવ્યો. એક બે ફકરા અહીં આપીશ:

“દરેક ખુદાઈ ખિદમતગારને એના સોગંદ લેવા પડે છે કે, ખ્રિસ્તી, હિંદુ, પારસી, શીખ, જર્મન, ફ્રેન્ચ, અંગ્રેજ સૌને ઈશ્વરના સંતાન માનીશ અને એ સૌની ખિદમત કરીશ. એ હિલચાલ મજહબની નથી પણ વિશ્વની છે, મજહબીઓ જ ભાઈઓ નથી પણ વિશ્વ આખું કુટુંબ છે એમ માનનારી છે. અમે એની નોંધણી શરૂ કરીએ છીએ ત્યારે પહેલો પાઠ એ શીખવીએ છીએ કે તમારે સદાય જાલિમનો મુકાબલો કરવાનો છે, અને

નથી. રેવરંડ વિગ્રમ (એમના મિશનરી શિક્ષક)ની સ્તુતિ કરતાં તો તેઓ કદી થાકતા જ નથી. એવા એક સાચા, નમ્ર, ખુદાના બંદા આજે જેલમાં પડયા છે.

જેલથી કાગળો લખે છે તેમાં પણ આ જ વાત લખે છે: "'ખુદાઈ ખિદમતગારો' વિષે કહેવાનું મને કહે તો સાચી હકીકત સિવાય હું બીજું શું કહી શકું?" સાબરમતી જેલમાં એમની તબિયત સારી રહેતી ન હતી. એમને પંજાબ કે સરહદની જેલમાં બદલવાને માટે ઇન્સ્પેક્ટર જનરલે ભલામણ કરી હતી, ગાંધીજીએ પણ લખ્યું હતુ, પણ બન્ને વાતની સરકારે ના પાડી. આને ઉદ્દેશીને ખાનસાહેબ ગાંધીજીને લખે છે "આપકી ખિદમતમેં મેરી યહ અરજ હૈ કિ આપ મેરે હકમે નાહક ફિકર ન કરે. મૈં ખુદાકા એક નાચીઝ બન્દા હૂં અગર ઉસને મેરી વજહસે અપની મખ્લુકકે* કી કુછ ખિદમત લેની હૈ તો ઉસકે લિયે મુઝે તન્દુરસ્ત રખેગા મહાત્માજી, હકીકત યહ હૈ કિ મુઝમેં બહુતસી કમઝોરિયાં, જિનકો બાહાર મૈં મહેસૂસ કરતા થા, લેકિન ઉસકી બરદાસ્ત મજબૂરીસે કરતા થા, અબ મૈં દેખ રહા હૂં કિ યહાં જેલ મે આહસ્તા આહસ્તા બરદાસ્ત હો રહી હૈ. મેરા બદન કમઝોર હો રહા હૈ લેકિન મેરી રુહાની× તાકત બઢ રહી હૈ"

---

* અરબી શબ્દ 'ખલ્ક' એટલે દુનિયા, ખાલિક એટલે પેદા કરનાર; મખ્લુક એટલે ખાલિક ખુદાએ પેદા કરેલી સૃષ્ટિ.

× રુહાની તાકત: આત્મિક શક્તિ, મનોબળ.

મોકલે છે: "મહેરબાન દિલ્હી મેં હૈ યા ડાક્ટરસાહેબ કે સાથ વરધા કો ચલી ગઈ હૈ? મૈં ઉનકો આરામ ઝિંદગી ઔર મારા સલામ મેં ચાહતા હૂં, ગની મુસ્તકિલ[1] મિઝાજ નહીં, બાતેં બહુત, ઔર અમલ કમ કરતા હૈ. ઉમ્મીદ હૈ કિ આપકી તવજ્જહ[2] સે ઈસ્લાહ[3] હો જાય."

ઉપરના ફકરામાં પાછો ગાંધીજી પ્રત્યેનો નિર્વ્યાજ પ્રેમ નીતરે છે: "મહાત્માજી, મુઝે અપની દુઆ મેં યાદ કરેં કિ ખુદાવંદ તાલા મુઝે સબ્ર[4] ઔર ઈસ્તિકલાલ[5] દે ઔર ઈસ લાયક બના દે કિ ઉસકી મખ્લૂક કી ખિદમત કર સકૂં."

ગયા મે મહિનાની છઠી તારીખે સરદાર અને ગાંધીજી તેમને જેલમાં મળી આવ્યા ત્યાર પછી સરદારને એ ખાન-સાહેબની ખબર પડી. સરદારે એક વાક્યમાં બધી ખબર આપી દીધી: "બાપુ પ્રત્યેની વફાદારીમાં ખાનસાહેબને ચડે એવો હું તો કોઈને જાણતો નથી."

આ પુસ્તક છપાવા જાય છે તે જ દિવસે[6] હું એ ફકીર અને ઋષિના દર્શન સાબરમતી જેલમાં કરી આવ્યો. એક કલાક મેં એમની સાથે વાતો કરી, પણ એમને રાજકારણની કે એવી બીજી વાતોનો છાંટો પણ નહોતો કરવો. એમણે તો પોતાના આત્મા કઈ રીતે સંયમી અને ત્યાગી થાય એની જ વાતો કરી અને છૂટા પડતાં એટલું જ માગ્યું: 'મહાત્માજી સે કહિયે કિ અપની બંદગી મેં મુઝે

---

૧. સ્થિર. ૨. દરકાર, કાળજી. ૩. સુધરી જાય. ૪. ધૈર્ય. ૫. દઢતા ૬ ૧૦-૮-૩૫